શ્રી સયાજી સાહિત્યમાળા—પુષ્પ ૩૩ મું.

( ચરિત્ર-ગુચ્છ )

# ભાલણ.

( સચિત્ર )



લેખક

રામલાલ ચુનીલાલ મોદી.

પાટણ ( ઉ. ગુજરાત )



પ્રકાશક

એમ. સી. કોઠારી.

કાપડીપોળ, રાવપુરા-વડોદરા.



વડોદરા—રાવપુરામાં "આર્ય સુધારક" પ્રેસ, મણિભાઇ મથુરભાઇ ગુપ્તે
પ્રકાશકને માટે છાપ્યું તા. ૧-૭-૧૯૧૯

ઇ. સ. ૧૯૧૯
સંવત્ ૧૯૭૫

પ્રથમાવૃત્તિ
પ્રત ૫૦૦

કિંમતઃ-

પાકું પુઠું ૧-૦-૦

કાચું પુઠું ૦-૧૫-૦.

શ્રી.

ફળા ૨
ભાલણ
જોરા

# જાહેરાત.

---

આપણા દેશી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરવાના સદુદ્દેશથી શ્રીમંત મહારાજા સાહેબ **સર સયાજીરાવ ગાયકવાડ** સેનાખાસખેલ, સમશેર બહાદુર, જી. સી. એસ. આઇ. જી. સી. આઇ. ઇ. એઓશ્રીએ કૃપાવંત થઇને બે લાખ રૂપીઆની જે રકમ અનામત મુકેલી છે તેના વ્યાજમાંથી " **શ્રી સયાજી સાહિત્યમાળા** " રૂપે વિવિધ વિષયોને લગતાં પુસ્તકો તૈયાર કરાવવામાં આવે છે.

આ કવિ " **ભાલણ** " નું જીવનચરિત રા. રા. રામલાલ ચુનીલાલ મોદી, એમની પાસે ઉક્ત માળાના "ચરિત્ર ગુચ્છ" મ પુષ્પ **તેત્રીશમા** રૂપે વિદ્યાધિકારી કચેરીની **ભાષાંતર શાખાએ** ઠરાવેલા ધોરણ પ્રમાણે તૈયાર કરાવી પ્રસિદ્ધિમા મુકવામાં આવે છે.

| | | |
|---|---|---|
| વિદ્યાધિકારી કચેરી. **વડોદરા.** | જ. પુ. જોષીપુરા. ભા. મ. | A. B Clarke વિદ્યાધિકારી. **વડોદરા રાજ્ય** |



૬૫૬૫

# સપત્ર વિષયાનુક્રમણિકા.

# પ્રસ્તાવના.



ભાલણ ગૂજરાતી સાહિત્યમાં અનેક રીતે મહત્ત્વનું સ્થાન ભોગવે છે. તે ઉત્તમ ગૂજરાતી કવિઓની હારમાં બેસે તેવી યોગ્યતાવાળો છે. એણે સ્વીકારેલી આખ્યાનોની પદ્ધતિનું બીજા કવિઓએ અનુસરણ કર્યું છે. ગૂજરાતી ભાષાનું પ્રાચીનપણું સિદ્ધ કરવાને એની 'કાદમ્બરી' ની ભાષા જ આપણને પ્રથમ કામ લાગી હતી. અત્યારે પણ ભાષાશાસ્ત્રના અભ્યાસીને એ ઓછી ઉપયોગી ગણાતી નથી. આપણા સાહિત્યની બહાર પણ ભાલણે પોતાનું ગૌરવ સ્થાપ્યું છે. સૌથી પહેલો 'કાદમ્બરી' નો ગૂજરાતી કાવ્યમા રસાત્મક અનુવાદ કરીને તથા અન્ય ભાષાના સાહિત્યની સરખામણીમા આપણે આગળ ધરી શકીએ તેવો વત્સલરસ આલેખીને, એણે ગૂજરાતીઓનુ મોઢું ઉજળુ કર્યું છે।

સ્વ. નારાયણભારતી યશવંતભારતીએ ભાલણ સંબંધી શોધ કરીને અને રા બ. હરગોવિંદદાસ કાંટાવાળાએ તેના ઘણા ગ્રંથો પ્રકટ કરીને આપણને આભારી કર્યા હતા. પરન્તુ, ત્યાર પછી આ કવિ તરફ ઝાઝું લક્ષ દેવામાં આવ્યું ન હતું એટલું જ નહિ, પણ તેની કંઇક ઓછી કિંમત આંકવામાં આવતી હતી. આને લીધે આ કવિ સંબંધી અભ્યાસ કરવાની વૃત્તિ થઇ અને પરિણામે સુરતમાં ભરાયલી પાચમી સાહિત્ય પરિષદ્‌મા એક લેખ વાંચ્યો આ લેખ સમાલોચકમા પ્રકટ કરવામા આવ્યો હતો, પણ કેટલાક મિત્રોની ઇચ્છા તેને જુદો છપાયલી જોવાની હતી

પરન્તુ, એ લેખ વાદપદ્ધતિએ લખાયલો હતો અને આરંભ સાફસુફીના કામ ( spade-work ) જેવો હતો. તેમજ, વળી ત્ય પછી 'દશમસ્કંધ' અને 'કાદંબરી" નો પૂર્વભાગ પ્રકટ થઇ અને કવિનાં કેટલાંક વધારે અપ્રકટ કાવ્યો જાણવામા આવ્ય આથી, કવિનુ જીવન સુસંબદ્ધ રીતે નવેસરથી જ લખવાને વિચાર થયો. તેવામાં ગૂજરાતના પ્રતાપી નરેશના નામથી એ સાહિત્યમાળા પ્રકટ થવા માંડી. તેમાં કવિચરિત્રોની પ્રશસ્ત યોજ નામા વિદ્યાધિકારી કચેરીની ભાષાંતર શાખાની સૂચનાથી અનત સેવા કરવાની ઇચ્છા થઇ, તેને યોગે આ ગ્રંથિકા બહાર પડે છે.

આ ગ્રંથિકા લખવામાં અધ્યાપક જદુનાથ સરકાર, રા. મંચેરજી પેસ્તનજી ખરેઘાટ, રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, રા. તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠી, રા હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ અને રા. નટવરલાલ ઇચ્છારામ દેસાઇ, એ મુરબ્બી અને મિત્રો તરફથી છાપેલાં અને લખેલા પુસ્તકોની કિંમતી મદદ અને બીજી સલાહ મળી હતી, તેમનો અંતઃકરણપૂર્વક ઉપકાર માનું છું રા. નટવરલાલની મદદ અત્યંત મહત્ત્વની હતી. ભાલણનું પ્રથમનું નળાખ્યાન, તેનું રામબાલચરિત, નાકરનું નળાખ્યાન, તથા બીજાં વિરલ પદો તેમના તરફથી ન મળ્યા હોત તો આ લેખની કેટલી એ કિંમત ઘટી જાત

હું આ ગ્રંથિકા લખતો હતો તેવામા આપણા લલિત કવિ ગ જન્મશંકર બુચનું સરકારી કામે પાટણ આવવું થયુ હતું તેમની સૂચનાથી એનું ઘર જેમા છે તે ખડકીનું નામ ફેરવી 'કવિ ભાલ-ણની ખડકી' એ નામ પાટણ સુધરાઇ તરફથી રાખવામા આવ્યુ

છે. ભાલણનું ઘર ખરીદી લઇ ત્યા તેનુ સ્મારક કરવાનો વિચાર હતો, પણ તેનો હાલનો માલીક તે વેચવા ના પાડે છે

છેવટે જણાવવુ જોઇએ કે, આ નાનું પુસ્તક ' મુગ્ધ બોધ ' માટે લખાયુ છે, વિદ્વાનોના વિલાસ માટે નહિ એથી તે વિદ્વાનોને પૂર્ણ રીતે સતોષ આપી શકશે એમ ધાર્યુ નથી. ભાલણનું વિદ્વદ્‌ભોગ્ય ચરિત્ર તો આપણા વિદ્વાન અગ્રેસરને હાથે હવે લખાવાનું છે.

પુસ્તકમા ભાલણની, તેના ઘરની અને તેની સબંધની છબીઓ મુકવામા આવી છે, તે તેની ઉપયોગિતામા વધારો કરશે એમ આશા છે.

પાટણ.
તા ૧૦-૬-૧૯૧૯

રામલાલ ચુનીલાલ મોદી.

# ભાલણ.

## પ્રકરણ પહેલું.

### કવિનો જમાનો.

ઉપક્રમ

ગુજરાતનો સારસ્વત નદ ક્યારથી શરૂ થયો એ તો ચોક્કસ કહી શકાતું નથી, પણ તે બે નોખા નોખા પ્રવાહમા વહ્યો છે, સસ્કૃત અને પ્રાકૃત.[1] કોઇ સમયે એક પ્રવાહ જોરમા ચાલ્યો છે, તો કોઇ સમયે બીજો. વિક્રમની તેરમી સદી પહેલા બે ત્રણ સદીમા પ્રાકૃત પ્રવાહ ખળખળ વહેતો હતો, જ્યારે તેરમી અને ચૌદમી સદીમા સસ્કૃત પ્રવાહમાં બહુ પૂર આવ્યુ હતું. પંદરમા શતકમા એ બન્ને પ્રવાહ એક થઇ, તેમાથી ગુર્જર પ્રવાહની નદી બની તે કવચિત્ મંદ તો કવચિત્ ત્વરિત, કયારેક ડહોળી તો કયારેક નિર્મળ અને કોઇ સમયે તેનું ઉંડાણ પાનીપૂર તો કોઈ સમયે છાતીસમું-એવી રીતે જ્યા સુધી તે પાશ્ચાત્ય સાગરને જઇ મળી ત્યા સુધી તે સતત વહે ગઇ છે, પણ તેમા કોઇ સમયે સુકામણા જેવું તો થયું નથી.

સારસ્વત નદના કિનારે ઘાટ બાંધનાર જૈનો અને વૈદિકો બને હતા, પણ મોટો ભાગ જૈનોનો હતો. તેમના બાંધેલા ઘાટોની મજબૂતી અને રક્ષાને લીધે તે ઘણાખરા અત્યાર સુધી કાયમ રહ્યા છે, જ્યારે વૈદિકોના બાંધેલા ઘાટોના કોઈ કોઇ સ્થળે

---

૧ 'પ્રાકૃત' શબ્દ અપભ્રશના સાહિત્યના અર્થમા વાપર્યો છે.

રહેલા અવશેષો જોવામા આવે છે. પરંતુ સોળમા શતકની શરૂઆતમાં જે ગુર્જર નદી બની, તેને કિનારે જૈન તેમજ વૈદિક બંને જાતના શિલ્પીઓએ મજબૂત ઘાટ બાંધવા માડ્યા. મોટા સારસ્વત પ્રવાહો ઉપર બાધેલા ઘાટો સાર્વજનિક જેવા હતા. તેમનો ઉપયોગ ગુર્જરપ્રજા અને તેની પાડોશી પ્રજાઓ વર્ણ-ધર્મના ભેદ વિના કરતી, પણ જ્યારથી નદી ઉપર બને ધર્મના અનુયાયીઓએ જુદા ઘાટ બાધવાનુ આરભ્યુ, ત્યારથી તેમનુ સ્વરૂપ સાર્વજનિક મટી સામ્પ્રદાયિક થવા માડ્યુ અને ધીમે ધીમે અંતર એટલુ વધી ગયું કે, એક બીજાનો પરિચય બહુ ઓછો થઈ ગયો.

વૈદિકોના ઘાટોનું આરંભનું શિલ્પકામ પ્રાચીન ધાટિનુ હતું, પણ તેમણે તેમા સમય અનુસાર ફેરફાર કરવો ચાલુ રાખ્યો, જ્યારે જૈનોના ઘાટો ઘણા કાળ સુધી એના એ સ્વરૂપમાં રહ્યા, અને તેથી તેમની ધાટિ પ્રાચીન તરેહને મળતી ઘણે અંશે રહી આ પ્રમાણે ગુર્જર સાહિત્યના શિલ્પની બે તરેહ બધાઈ.

વૈદિક તરેહનુ પ્રાગભનું સ્વરૂપ ઘડનાર જે શિલ્પકારો થયા, તેમાં મુખ્ય બે સમર્થ કલાધરો હતા, કૃષ્ણકીર્તનકાર નરસિંહ મહેતો અને રામભક્ત ભાલણ ત્રવાડી. ભાલણે જ્યારે લાબા લાબા ઘાટો બાધ્યા, ત્યારે નરસિંહે નાના નાના આરામા મુખ્ય રીતે પોતાનું સામર્થ્ય બતાવ્યુ. બંનેના કામોનો પાછળથી ઘણો જીર્ણોદ્ધાર થયો અને મહેતાના ભાવિક ભક્તોએ એને નામે પણ કેટલાક નવા બાધ્યા. મહેતાનું અસલ કામ તેના પ્રાચીન સ્વરૂપમા આપણા દૃષ્ટિપથ ઉપર નહિ જેવુ જ આવે છે, પણ ભાલણના શિલ્પના ખંડેરોમાના કેટલાકના તો હજીએ આપણે દર્શન કરી

શકીએ છીએ, અને એક તો ઘણુંખરૂં તેના મૂળ સ્વરૂપમાં જ હાલ સુધી ઉભું છે.

નરસિંહ અને ભાલણ કંઈક અંશે સમકાલીન છે. ‘કંઈક અંશે’ કહેવાનું કારણ એ કે, નરસિંહના ઉત્તર કાળમાં ભાલણનો ઉદય થયો હતો.

**કવિનો સમય.**

ભાલણનો પૂર્વકાળ તે નરસિંહનો ઉત્તર કાળ હતો. હજી નો મહેતાનો કવનકાળ પૂરો એ થયો નથી એટલામા ભાલણ કવિ તરીકે બહાર આવે છે મુહેતાના મંજીરાનો રણકાર ચાલુ જ છે, તેવામાં ભાલણના આખ્યાનોનો લલકાર શરૂ થાય છે, તે જાણે મહેતાએ પોતાની કાવ્યશકિતની સુપ્રત ભાલણને કરીને જ નિત્યલીલામાં પ્રવેશ કર્યો હોયને !

નરસિંહનો સમય સં. ૧૪૭૧ થી ૧૫૩૫ સુધી નિર્ણીત થઇ શકે એમ છે. ભાલણના સમયની તેવી સ્પષ્ટરેખા દોરી શકાતી નથી. કવિ નર્મદાશંકરે પ્રથમ તેને વિક્રમના સત્તરમા શતકમાં મુકયો હતો,[1] પણ ત્યાર પછી અનેક નવા સાધનો પ્રકાશમાં આવ્યાં છે. આ સાધનો જોઇએ તેવાં નિર્ણયકારક તો નથી, તોપણ તેનો કવનકાળ તે ઉપરથી સંવતના સોળમા શતકના મધ્યમાં અટકળી શકાય છે. આથી ભાલણનો સમય લાગમાં લાગો સ. ૧૪૯૦ થી સં. ૧૫૭૦ સુધી મુકી શકાય.[2]

---

૧ જુઓ નર્મદાશંકરે પ્રકટ કરેલા પ્રેમાનન્દના દશમસ્કંધનો ઉપોદ્ઘાત.

૨ ભાલણના સમય સંબંધી વિસ્તૃત ચર્ચા માટે પરિશિષ્ટ ૬ જુઓ.

ભાલણનો સમય જાણ્યા પછી તેનો જમાનો જાણવો જોઇએ. કોઇ પણ કવિનું જીવન અને તેની કૃતિઓ સમજવા માટે તે કવિના સમયની દેશ સ્થિતિનું જ્ઞાન પણ આવશ્યક છે એટલા માટે તે સ્થિતિ આપણે રાજકીય, સામાજિક, ધાર્મિક અને સાહિત્યિક એમ ચાર વિવિધ અંગોમા અવલોકીશુ.

રાજકીય.

સં. ૧૩૫૪ મા અલાઉદ્દીન ખૂનીના લશ્કરે કર્ણદેવ વાઘેલાને નસાડી ગુજરાતના હિંદુ રાજ્યનો છેલ્લીવારનો અંત આણ્યો અને મુસલમાની રાજ્યની સ્થાપના કરી, ત્યારથી ભાલણના સમય સુધી ૧૫૦ ઉપરાંત વર્ષ થઇ ગયા હતા. તે દરમ્યાન સોએક વર્ષપર્યંત દિલ્હીના બાદશાહોના સુબેદારોએ ગુજરાત ઉપર અમલ ભોગવ્યો. સં. ૧૪૫૬ માં ઝફરખાને દિલ્હીની ધુંસરી ફેંકી દીધી અને પોતાના પુત્ર તાતારખાનને નાસિરૂદ્દીન મહમ્મદ શાહ એ નામથી તખ્તનશીન કર્યો, ત્યારથી ગુજરાતની સ્વતંત્ર સલ્તનતનો પાયો નખાયો એ સલ્તનતના આરંભના બાદશાહો બહુ બળવાન થયા અને એમના સમયમા ગુજરાતની ઘણી રીતે આબાદાની વધી ભાલણના સમયમાં ગુર્જરાતનો સુલ્તાન મહમુદ બેગડો હતો. એ બે ગઢ જીતનાર બેગડાએ પોતાની સલ્તનત વધારી હતી, તેમજ દૃઢ કરી હતી એણે જ નરસિંહ મહેતાને સતાવનાર ભક્તદ્રોહી જુનાગઢના રા. મંડલિકને હરાવી ધર્મભ્રષ્ટ કર્યો હતો. આ સુલ્તાન ધર્માંધ હતો, પણ તેની સાથે શૂરવીર, યુદ્ધકુશલ, ઉદાર અને વિદ્યાપોષક પણ હતો [1]

---

૧ Bombay Gazetteer, vol I, Pt. I.

અહમ્મદશાહે સં. ૧૪૭૦માં અમદાવાદ સ્થાપ્યું હતું. તેથી ભાલણના સમયમાં પાટણ ગુજરાતની રાજધાની મટી, અમદાવાદના એક મહાલ તરીકે સુબેદારીનું સ્થળ બની ગયું હતું.

ભાલણના સમયની ગુજરાતની સામાજિક સ્થિતિ જાણવાને પૂરતાં સાધન નથી. જે છે તેનાથી. તે સમયની અને અત્યારની (પાશ્ચાત્ય સંસ્કાર બાદ કરતાં) આપણી સ્થિતિમાં બહુ ફેર જણાતો નથી. વિમળપ્રબંધમાં નિશાળગરણાનું અને લગ્નનું વર્ણન છે.

સામાજિક

ભાલણના રામવિવાહ અને દશમસ્કંધમાં પણ લગ્નના કેટલાક રીતરિવાજ દર્શાવ્યા છે, અને ઉદ્ધવના રામાયણમાએ કેટલીક વિગત છે. પરન્તુ, તેમાં અને હાલની આપણી રૂઢિઓમાં ખાસ ભેદ માલૂમ પડતો નથી. વિમળપ્રબંધમાં તે વખતની સમાજની સ્થિતિ સંબંધી કેટલાક ખંડપ્રકાશ છે. તે વખતે વૃદ્ધવિવાહ પ્રચારમાં હતા.

'સાઠિ વરસના ડોસા પેટ, વરગી કન્યા પગણે તેડ.' (પૃ. ૭૧)

કન્યાવિક્રય પણ ક્વચિત્ થતા.

'કલિયુગિ વાત અસંભમ કરી, લેઈ વિત્ત વેચિ દીકરી' (પૃ. ૭૩)

તે વખતે સતી થવાનો રિવાજ પણ પ્રચલિત હશે એમ લાગે છે.

'માથા માટઇ સોટા અતી; અધઅલની તે નાહાસઇ સતી (પૃ. ૮૭)

આ ઉપરથી જણાય છે કે, નાખુશીથી બલાત્કારે સતી થવું પડતું હશે. વેનિસનો મુસાફર નિકોલો કૉન્ટિ સ. ૧૫૦૦ના

આચાર્ય પોતાની પ્રથમ પરિક્રમા વખતે ( સં. ૧૫૫૦-૬૦ ) પાટણમા આવ્યા હતા ત્યારે તેમને જે બ્રાહ્મણો મળ્યા હતા તે વિષ્ણુસ્વામિ સંપ્રદાયના હતા.[1]

નરસિંહ મહેતાના હારપ્રસંગે જુદા જુદા મતના સંન્યાસીઓ જૂનાગઢમાં મળ્યા હતા અને તેમાનો મુખ્ય ભીમ તો રામાનંદી સંપ્રદાયનો હોય એમ જણાય છે. રામાનંદના પ્રશિષ્ય કબીર ભાલણના સમય સુધી વિદ્યમાન હતા[2], અને ભાલણનું વલણ પણ એ સંપ્રદાય તરફ થયુ હશે એમ તર્ક આગળ કર્યો છે.

આ ઉપરથી એટલુ જણાય છે કે, ભાલણના સમયમા ગુજરાતમાં સંપ્રદાયોની અસર થઇ ચૂકી હતી, પણ કોઇનુ પરિબળ જામ્યું હોય એમ લાગતું નથી. લોકો સામાન્ય પૌરાણિક ધર્મનું અનુકરણ કરતા હશે

ભાલણના સમયમા મુસલમાન પીરો પણ મહાન્ થયલા છે. અમદાવાદ વસાવવામા અહમ્મદશાહને મદદ કરનાર શેખ અહમ્મદ ખટુ જંગબક્ષ અને મહમ્મદ બેગડાનો ગુરૂ શાહ આલમ તથા ઇમામ શાહ, મુસા સુહાગ, આદિ સંતો એ સમયે થયા હતા.[3]

---

૧ સ્વ લલ્લુભાઈ પારેખકૃત શ્રી વલ્લભાચાર્યનુ ચરિત્ર પૃ. ૨૮૮.

૨ કબીરના જન્મસમય માટે મતભેદ છે કેટલાક તેમના જન્મનુ વર્ષ સં ૧૩૫૮ ગણે છે, જ્યારે બીજા સં ૧૪૪૦ માને છે, પણ તે સિકન્દર લોદીના સમયમા હયાત હતા એટલે તેમનુ મરણ સં ૧૫૭૪ મા થયુ હોવા વિષે મતભેદ નથી. જુઓ વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ અને भारत वर्षके धुरधर कवि.

૩ બુદ્ધિપ્રકાશ, જાન્યુઆરી ૧૯૦૩, હરિકૃષ્ણ ક. ભટ્ટનો લેખ.

ભાલણના સમયમા ગ્રંથકાર તરીકે ઘણા જૈન સાધુઓ થયા હતા, પણ તે સમયે એ ધર્મમા કોઈ મહાન્ આચાર્ય થયા હોય એમ જણાતુ નથી ઘણું કરીને એ વખતે એ ધર્મની સ્થિતિ આગળ જેટલી પ્રબળ ન હતી એમ વિમળપ્રબંધ ઉપરથી જણાય છે.

સાહિત્યિક.

લોકજીવન સાથે સાહિત્યનો સંબંધ ગાઢો છે. જ્યારે જ્યારે લોકજીવન શાન્ત અને લોકસ્થિતિ સમૃદ્ધ હોય છે, ત્યારે ત્યારે સાહિત્ય પણ વિપુલ અને પ્રભાવશાળી હોય છે તેથી ઉલટુ જ્યારે જનસમાજ રાજ્યક્રાન્તિ, મહામારી, અનાવૃષ્ટિ, આદિથી પ્રક્ષુબ્ધ, ઉપદ્રવિત અને શુષ્ક બને છે, ત્યારે સાહિત્ય પણ તેવુ સત્ત્વહીન ઉદ્ભવે છે. ગુજરાતને રાજ્યક્રાન્તિના ઘણા આઘાત લાગ્યા છે. સં. ૧૩૫૦ સુધી ગુજરાતની જાહોજલાલીનો સમય હતો સ. ૧૩૫૪ મા મહાન્ વિપ્લવ થયો, તેની અસર સો વર્ષ રહી સ. ૧૪૫૯ મા ગુજરાતની સલ્તનત સ્થપાઇ અને સ. ૧૫૬૨ સુધી આરંભના સમર્થ સુલ્તાનો થયા. સ. ૧૫૯૨ થી ૧૬૨૯ સુધી નબળા સુલ્તાનોનો અમલ રહ્યો, ત્યાર પછી દિલ્હીશ્વર અકબરના સમયમા ગુજરાત મોગલ સત્તા નીચે આવ્યું, અને સં. ૧૭૮૦સુધી તેને સુખે સુવા વારો આવ્યો. ત્યાર પછી અંગ્રેજી રાજ્યનો અમલ સ્થપાયો ત્યા સુધી પેશ્વાના સરદારોના હુમલાથી ઘણુ અસ્તવ્યસ્ત થઇ ગયું. આ ચઢતીપડતીમા સાહિત્યની પણ દશીવીશી થઇ છે.

સં. ૧૪૬૦ થી સ ૧૫૯૨ સુધી ગુજરાતના શરૂઆતના બળવાન સુલ્તાનોનો સમય હતો, અને તે વખતે ગુજરાતની સાહિત્યસમૃદ્ધિ પણ અનેક વિધ થઇ હતી ભાલણનો કાળ પણ એ જ

અરસામાં આવે છે, તેથીં તે વખતનું આપણું સાહિત્ય પણ ગૌરવવાળું છે.

સત્તરમા શતક પહેલાંનુ ગુજરાતી સાહિત્ય જોઇશું તો બ્રાહ્મણ લેખકોના હાથે લખાએલા સાહિત્ય કરતા જૈન લેખકોના હાથે લખાએલું સાહિત્ય વિશાળ માલૂમ પડશે એનુ મુખ્ય કારણ તો એ છે કે, બ્રાહ્મણસાહિત્ય ઘણુંક નાશ પામ્યું છે, જ્યારે જૈનોની લિખિત ગ્રંથો પ્રત્યેની પૂજ્યબુદ્ધિને લીધે એમનું સાહિત્ય એમના ભંડારોમા, સાધુઓના ઉપાશ્રયોમા તથા શ્રાવકોના ઘરમાં જળવાઇ રહ્યુ છે. એ સાથે કેટલુંક બ્રાહ્મણસાહિત્ય પણ જૈનોએ જ સાચવી રાખ્યું છે.

ભાલણના સમયનું જૈનસાહિત્ય બહોળુ છે બ્રાહ્મણ સાહિત્યમાથી નરસિંહની અને ભાલણની કૃતિઓ બાદ કરીએ તો બીજા ગ્રંથો થોડા છે. સોળમા શતકના જૈનસાહિત્યના ૫૦ કરતા વધારે રાસ તો હજી માત્ર પાટણના જૈનભંડારોમા પડયા છે,[1] ત્યારે કદાચ વિશેષ શોધથી બીજા વધારે ગ્રથો હાથ લાગવાનો સંભવ છે.

ગુજરાતી પ્રાચીન સાહિત્યમા ગદ્ય કરતા પદ્યસાહિત્ય વધારે ખેડાએલુ છે. ભાલણના સમયનુ પણ થોડુંજ ગદ્ય સાહિત્ય ઉપલબ્ધ થયુ છે, અને તેમા જૈનોનો હીસ્સો મોટો છે. વૈદિકોના સાહિત્યમા ભૂવનદીપક ( સ. ૧૫૫૭ ), સ્વપ્નાધ્યાય (સં. ૧૫૮૨),

---

૧ સ્વ ચીમનલાલ દલાલનો પાચમી સાહિત્ય પરિષદમા વાચેલો લેખ; ‘ લાઇબ્રરી મિસ્સેલની, ’ જાન્યુઆરી અને અપ્રેલના અંકો, સન ૧૯૧૫.

આદિ અનુવાદરૂપ ગદ્યગ્રંથો મળ્યા છે. સંસ્કૃત વ્યાકરણ સંબંધી ઘણા ગુજરાતી ગ્રંથો પણ જૈનોના હાથે રચાયા છે. સં. તેરમા શતકથી ઔક્તિકો લખવાની ચાલેલી પ્રવૃત્તિ ભાલણના સમય સુધી કાયમ રહી હતી. [3]ઉદયધર્મે વાક્યપ્રકાશ સં. ૧૫૦૭ મા લખ્યુ હતુ. જૈનોનુ ઘણુ વાર્તાસાહિત્ય ગદ્યમા છે, તે આગળ જોઈશુ.

પદ્યસાહિત્યમા મોટો ભાગ ધર્મ સબધી છે જૈનોના ઘણાખરા રાસ, સઝ્ઝાઓ અને ફાગ એ વિષય પરત્વે છે. બ્રાહ્મણસાહિત્યમા પણ એમ જ છે. એ સાહિત્યનો મુખ્ય ભાગ रामायण महाभारत અને भागवत ઉપરથી રચાયો છે નરસિંહ भागवतના આધારે જ કૃષ્ણ કીર્તન કરે છે [4]કેશવ હૃદયરામ (સં. ૧૫૨૯) અને ભાલણ દશમસ્કંધના અનુવાદ કરે છે. જનાર્દન એ સ્કંધ ઉપરથી [5]ઉષાહરણ રચે છે. (સં. ૧૫૪૮) [6]रामायणમાથી વિષય લઈને કર્મણ સીતાહરણ (સં ૧૫૨૬) અને ભાલણ રામવિવાહની અને રામબાલચરિતની રચના કરે છે. તેના પુત્રો તો સળંગ रामायणનો અનુવાદ કરે છે. महाभारतને આધારે ભાલણ નળાખ્યાન, દુર્વાસાખ્યાન, આદિ અને ઉદ્ધવ બભ્રુવાહન આખ્યાન લખે છે. ભીમ प्रबोधचन्द्रोदयનો સં. ૧૫૪૬ મા [7]પ્રબોધ પ્રકાશ એ નામથી અને બોપદેવના हरिलीलामृतનો હરિલીલાષોડશકલા નામથી અનુવાદ કરે છે. (સં. ૧૫૪૧).

---

૧-૨. વિમળ પ્રબંધનો ઉપોદ્ઘાત ૪-૭. ફૉર્બસ સભાનો હસ્તલિખિત ગ્રંથોનો સંગ્રહ ૩-૮. સ્વ. દલાલનો લેખ ૪-૬ વિમળ પ્રબંધનો ઉપોદ્ઘાત ૫. લાઇબ્રરી મેસ્સેલની ફેબ્રુઆરી અને મે ઇ. સ ૧૯૧૪.

ધાર્મિક વિષય ઉપરાત તે સમયનું ગુજરાતી સાહિત્ય બીજા બે વિભાગમાં વ્હેંચાએલું છે, (૧) ઐતિહાસિક ચરિત્ર અને (૨) વાર્તા. પ્રથમ વિભાગમા જૈનસાહિત્યમા [૮]લલિતાગ ચરિત્ર (સં. ૧૫૬૧), વિમળપ્રબંધ (સં ૧૫૬૮), આદિ લખાયા છે. બ્રાહ્મણસાહિત્યમા પણ શ્રીધરે સં ૧૪૭૦ના અરસામા રણમલ્લ છદ લખ્યા પછી ભાલણના સમયમા પદ્મનાભે કાન્હડદે પ્રબધ સ. ૧૫૧૨મા રચ્યો હતો.

વાર્તાઓમા ભીમે[૧] સુદયવત્સવીરચરિત્ર (સદેવત સાવલીગાની કથા) લખ્યુ, ભાલણે कादम्बरीनो અનુવાદ કર્યો, અને કાયસ્થ ગણપતિએ[૨] માધવાનલ કામકંદલાની કથા રચી (સ ૧૫૭૪). એ સાહિત્યમા જૈનોનો ફાળો વિશેષ છે તેઓએ [૩]વિક્રમચરિત્ર કુમારરાસ (સ. ૧૪૯૯), વૈતાલ પચવીસી (ગદ્ય), [૪]નંદ બત્રીશી ચતુષ્પદી (સં. ૧૫૧૦), [૫]પંચદડ પ્રબધ (સ ૧૫૫૩)[૬] અંબડકથા ગદ્ય (સ ૧૫૭૧) લખ્યા, અને [૭]पञ्चतन्त्र અને બિલ્હણની [૮]चौरपञ्चाशिकाના અનુવાદ કર્યા. વળી, એ અરસામા શૃંગાર રસથી ભરેલા વસન્ત વિલાસ (સં. ૧૫૦૭) ની પણ રચના થઈ

એ સમયના સાહિત્યમા પારસીઓએ પણ થોડો હીસ્સો આપી ગુજરાતનું નીમક હલાલ કર્યું છે. [૯]ખુર્દે અથસ્તાર્થ તો છેક સં ૧૪૭૧ મા રચાયું હતું અને ચર્ચિત સમયમા પણ લખાએલો [૧૦] અર્દાગ્વીશ (સ. ૧૫૦૭) ગ્રથ મળી આવ્યો છે

૧-૪-૫-૬-૮ સ્વ દલાલનો લેખ ૩ મારી પાસેની હાથપ્રત

૨ Library Miscellany, Februay & May 1914.

૯-૧૦ ગ. નરસિંહરાવનો લેખ, વસન્ત, કાર્તિક, સં ૧૯૭૦.

આ જમાનાનું મુસલમાનભાઈઓનું કંઈ ગુજરાતી સાહિત્ય મળી આવ્યું નથી. હાલ પણ તેમનું વલણ દેશભાષા કરતા ધર્મભાષા તરફ વધારે હોય છે, તો પ્રાચીન કાળનું તો શું જ કહેવું ?

આ પ્રમાણે ભાલણના સમયના આપણા સાહિત્યનું કઈક દિગ્દર્શન કર્યું, એ સંપૂર્ણ નથી. માત્ર માર્ગદર્શક જેવું છે. હજુ ઘણુ સાહિત્ય તો જાણવામાં પણ નથી આવ્યુ. આટલા ઉપરથી પણ જણાય છે કે, હિંદની બીજી કેટલીક ભાષાઓના સાહિત્યને મુકાબલે આપણું સાહિત્ય વધારે બહોળુ અને ચઢીઆતા પ્રકારનું છે. હિન્દી સાહિત્યમા બારમા શતકમા ચંદ અને ચૌદમામા સારંગધર થયા પછી સોળમા શતક સુધી કંઈ જાણવા જેવું નથી. ભાલણના સમકાલીનોમાં માત્ર કબીર અને નાનક થયા છે, પણ તેમની કાવ્યસંપત્તિ બહુ વિશાળ નથી. મીરા ભાલણ પછી થઈ છે, અને તેના ઉપર તો આપણો પણ હક્ક છે. ભક્તમાળના રચયિતા નાભાજીનો જન્મ સં. ૧૫૫૦ મા થયો હતો, એટલે એ પણ ભાલણનો અનુયાયી છે [૧૧]

મરાઠીમા મુકુંદરાજ તેરમા શતકમા, જ્ઞાનેશ્વર ચૌદમામાં અને નામદેવ એ શતકના અંતમા થયા. પછી બસો વર્ષ સુધી ત્યાં કોઈ મહત્ત્વનો કવિ થયો નથી. એકનાથનો જન્મ સ ૧૬૦[illegible] થયો હતો, એટલે નિર્દિષ્ટ સમયથી બહાર છે. એ ઉપરથી જણાય છે કે, એ ભાષાનું સાહિત્ય ભાલણના સમયમા શુન્યવત્ હતુ.[૧]

---

૧૧ લાલા કન્નામલકૃત भारतवर्षके धुरवर कवि

૧ A survey of Marathi Literature ( Library Miscellany Feb & May 1914 ) વળી જુઓ શ્રીયુત હરિ નારાયણ આપટેકૃત मराठी वाङ्मयाचा अभ्यास

વ્યુત્પત્તિ દર્શાવી. છેવટે રા. બા. કાટાવાળાએ ‘ બ્રાહ્મણી ’ અને જૈન એમ શૈલીના ભેદ પાડી, પ્રાચીન ભાષાવાળા ગ્રંથો જૈન શૈલીના અને અર્વાચીન જેવી લાગતી ભાષાવાળા ગ્રંથો ‘ બ્રાહ્મણી ’ શૈલીમા ગણ્યા. તેઓએ એના શતકવાર ઉતારા આપી લખ્યુ હતું કે,–[1]

“કાદંબરી મૂળે સંસ્કૃતમાં જ કઠણ ગ્રંથ છે, તેને સરળ ગુજરાતીમાં લખવાનું કામ કઠણ થઈ પડે તેથી, અથવા જૈનસાહિત્યનું પ્રબળ ( ખાસ કરીને પાટણમાં ) વિશેષ હોવાથી, તેને ભાલણે અનુસર્યા હોય અને તેજ પદ્ધતિ ભીમે પકડી હોય પારસી ગ્રંથોના જે ઉતારા રા. નરસિંહરાવે આપ્યા છે, તેના સબંધમા મારૂં નમ્ર અનુમાન એવુ થાય છે કે, લાટય દેશમા એ વખતે બ્રાહ્મણી લેખકો ભાગ્યેજ થયલા તેથી પારસી લેખકોને જૈનશૈલી ગ્રહણ કરવી પડી હોય. ” ।

આ વિચાર તેમણે દશમસ્કંધના ગ્રંથવિવેચનમા પણ કાયમ રાખ્યો છે “ શૈલી ” શબ્દનો અર્થ લખાણની ઢબ એવો જો હોય તો મને માન્ય છે. કેમકે ભિન્ન ધાર્મિક સંસ્કારોને લીધે કેટલાક વિશિષ્ટ પ્રકારના શબ્દો, અને વાકયોની ઢબ જૈનોની બ્રાહ્મણો કરતા જુદી જોવામા આવે છે પરંતુ, રા. બા કાંટાવાળાનુ કહેવુ લખાણની ઢબ પરત્વે નહિ, પણ ભાષાના સ્વરૂપ સંબંધી છે. કારણ કે એમણે ‘ વસન્ત ’ મા ‘ ગુજરાતી ભાષાની ઉત્પત્તિ ’ સંબધી લખેલા લેખમા વૈદિક લેખકોના જ ઉતારા આપ્યા છે તેમાથી જેમની ભાષા પ્રાચીન હતી તેમને જૈન શૈલીના અને અર્વાચીન જેવી લાગતી ભાષાવાળાને બ્રાહ્મણ શૈલીમા ગણ્યા છે. આ પ્રમાણે જૈન

---

૧ વસન્ત સ ૧૯૭૧, પૃ ૭૪૨

ભિન્ન લેખકોની તેમણે બે શૈલી જુદી પાડી છે, પણ જૈનોને હાથે લખાયલા ગ્રંથોની બે શૈલીઓ ગણી નથી. કોઇ જૈન લેખકના ગ્રંથની મોડી ઉતારેલી પ્રતમા અર્વાચીન જેવી ભાષા લાગે તો તેને બ્રાહ્મણ શૈલીએ લખેલો, તેમના મત પ્રમાણે, કેમ ન ગણવો ? કવિ ઋષભદાસના હીરવિજયસૂરિ રાસમા આવી ભાષા છે—

" પૂરવિ દેવ વિમલપન્યાસ, સોલ સરગ તેણિ કીધા ખાસ
ત્રિણ્ય સહસ નિ પચકાવ્ય, કર જોડી કીધા તેણિ ભાવ્ય "

આ ભાષા પ્રાચીન છે, જ્યારે તેના હિતશિક્ષા રાસની ભાષા જુઓ -

" કહ્યો હિતશિક્ષાનો રાસ, પહોતી મનડા તણી આશ,
'મદિર કમલાનો વાસ, ઉત્સવ હોએ બારે માસ " ૧

આ ગ્રથને બ્રાહ્મણશૈલીમા લખાયલો ગણીશુ ?

રા બ. કાટાવાળા ભાલણની કાદંબરી, ભીમના ગ્રથો અને પારસી લેખકોના ગ્રથો જૈન શૈલીના ગણે છે એ પ્રમાણે શ્રીધર, પદ્મનાભ, કર્મણ, જનાર્દન, ગણપતિ, આદિ કવિઓના ગ્રંથોને પણ ગણતા જ હશે, કેમકે તેમા પણ પ્રાચીન ભાષા જ જોવામા આવે છે ગ. બ કાટાવાળાની વિદ્વત્તા માટે માનની લાગણી હોવા છતાં, આ બાબતમા તેમનો મત સ્વીકારી શકાતો નથી. એના કારણો ટુકામા લખુ છું:—

( ૧ ) કાદંબરી કઠણ સાહિત્યનો ગ્રંથ હતો, અને તેથી તે લોકશૈલીથી ભિન્ન જૈન શલીમા લખ્યો, એમ ઘડીભર માની લઇએ;

---

૧ જૈન શ્વેતાબર કોનફરન્સ હેરાલ્ડ, ખાસ અક. (૧૯૧૫) પૃ ૨ ૩૭૫–૮૨

પરન્તુ, ધાર્મિક-ગ્રંથો તો લોકોના પઠનપાઠન માટે લખાય છે, તેવા ગ્રંથો સ્વધર્મની શૈલી મુકી અન્ય શૈલીમાં લખવાનું શું કારણ? આથી ભીમની હરિલીલા, કર્મણનું સીતાહરણ અને જનાર્દનનું ઉષાહરણ બ્રાહ્મણ શૈલી મુકી તેમણે જૈન શૈલીમા શાથી લખ્યા, એ સમજમા આવી જ શકતું નથી.

(૨) પદ્યગ્રંથો કરતા ગદ્યગ્રંથો સાધારણ રીતે વધારે સહેલા હોય છે ને તે સાધારણ જનસમૂહને માટે લખાય છે. સંસ્કૃત ધાર્મિક ગ્રંથોની ભાષામાં ટીકા, જ્યોતિષના ગ્રંથો, વૈદ્યકના ગ્રંથો, વગેરેમાં પણ પ્રાચીન ભાષા જોવામા આવે છે એટલે તેમની જૈન શૈલી ગણી શકાય નહિ.

"વળી કેહવી છિં સભાષણ યે બોલવું તેણિ કરી જણાવતા છિ.
તે માટિ અધકારનિ વિષિ શ્રી ભર્તારનિ ઘણો રસ ઉપજશિ."
(ગીત ગોવિન્દની ટીકા.)

"પુત્ર જન્મ હુ શાઇ, ગ્યા દીહાડા તણૂ ફલ બોલીશિ" (ભુવન દીપક)

(૩) મોઢે ગાવાની ગરબીઓ અને જોડકણા પણ પ્રાચીન ભાષામાં મળી આવે છે. તે લોકભાષામા જ રચાય, એમાં શંકા હોય નહિ. મારી પાસે ભીમદાસકૃત 'બારમાસ' છે, તેની ભાષા હાલ કરતાં પ્રાચીન છે. જુઓ છેવટની પંક્તિઓ—

"એક વાર ગામ વાસુ વસી જેણિ ગાયા છિ બારિ માસ રે,
જેકો ગાઇ શીખિ નિ સાંભલિ, તેહનિ પુહુચિ મનના આશ રે"

છેલ્લી લીટી ઉપરથી જણાય છે કે, કવિનો ઉદ્દેશ પણ તેને ગવરાવવાનો જ હતો. આવી ગરબીઓ જૈનશૈલીમા લખાઇ, એમ શી રીતે મન કબૂલ કરે?

(૪) લોકવ્યવહારનાં ખતપત્રો અને દસ્તાવેજોની ભાષા લોકભાષાથી કૃત્રિમ હોય એમ ભાગ્યે જ માની શકાય. રા. મણિલાલ વ્યાસે વિમળપ્રબંધના ઉપોદ્‌ઘાતમાં તેવા બે દસ્તાવેજો છાપ્યા છે. તેમની ભાષા ખુલ્લી રીતે પ્રાચીન છે એક નમૂનાનું વાક્ય જોઇએ.

"એ ભૂમિ નઇ કીધઇ કો દાવુ કરઇ તેહ નઇ લહૂઆ લાડણ
શઆ કાશી પ્રીછ વઇ" (સં. ૧૫૮૪ નું ખત)

(૫) એક કવિના ગ્રંથની પ્રાચીન પ્રત મળે છે તો તેમાં પ્રાચીન ભાષા હોય છે, અને તે જ કવિના કોઇ ગ્રંથની પાછળના સમયની પ્રત મળે છે, તો તેમા પ્રાચીન ભાષા હોતી નથી એટલું જ નહિ, પણ એકના એક ગ્રંથની જૂની ઉતારેલી પ્રતમાં જૂની ભાષા હોય છે, અને એ જ ગ્રંથની બહુ પાછળ ઉતારેલી પ્રતમાં હાલ જેવી ભાષા હોય છે. રા. અંબાલાલ જાનીએ નાકર વિષેના લેખમા તેના લવકુશાખ્યાનની પ્રાચીનઅર્વાચીન પ્રતોનો મુકાબલો કરી બતાવ્યો છે, તેમાથી બબ્બે પંક્તિઓ જોઇએઃ—

'અરે ભૂડા મદમતિના' ઇ મત્ય કુણિ તિની આપીજી
હસા॥ મિ હરખી મિ માગ્યૂ, તિ વચન મહેલૂ થાપીજી."
(ઉ. સ ૧૭૫૫)

'મદ મતિના પરિયટ પાપી એ મતિ કોણે આપીજી ?
પાવકમા પેશી પતી જ કરાવી, તે વચન મેલ્યુ ઉથાપીજી."
(પ્રા. કા. ત્રિ. મા પ્રકટ)

સ્વ. ચીમનલાલ દલાલે 'શીખામણ રાસ' ની સં. ૧૫૪૮ મા અને

સં. ૧૮૮૨ મા લખાયલી પ્રતો સરખાવી હતી.[1] એમણે પ્રકટ કરેલા ઉષાહરણની બહુ પાછળ ઉતારાયલી પ્રત રા. હીરાલાલ પારેખ પાસે છે. બનેની ભાષામા મોટો ફરક છે. તો પ્રાચીન ભાષાવાળી પ્રત જૈન શૈલીની અને અર્વાચીન ભાષાવાળી પ્રત બ્રાહ્મણ શૈલીની ગણીશુ ? એક કવિ એક ગ્રથ બ્રાહ્મણ શૈલીમા અને બીજો જૈન શૈલીમા લખે એમ તકરાર ખાતર કદાચ સ્વીકારીએ, પરતુ એકનો એક ગ્રથ બે જુદી શૈલીમા શાથી લખે એ બુદ્ધિમા ઉતરે તેવુ નથી. ખરૂ કારણ તો એવુ છે કે, નકલ કરનાર ગ્રથને પોતાના સમયના લોકો સમજી શકે તેથી પોતાના સમયની ભાષાનુ સ્વરૂપ આપીને ઉતારે છે. એથી કાળે કરીને ભાષામા ભેદ પડે છે.

ભાલણની કાદબરીને જૈન શૈલીમા લખાયલી ગણી છે, પણ તે ગ્રથ ઉપરથી તેવુ કઇ જણાતુ નથી. ઉલટુ તે કવિએ લોક-ભાષામા રચી હતી, એમ ખુલ્લુ સમજાય છે. કવિએ એ કોને માટે લખી હતી ?

"અતિ પડિત જે હુઇ તે પ્રીછિ, તેહનુ નહિ ઉપાય
મુગધ રમિક સાભળવા ઇછિ, પણિ પ્રીછી નવિ જાય
તેહ્નિ પ્રીછવા કારણિ કીધુ ભાલણિ ભાષાબધ.' (પૃ ૧)

અંતમા પણ 'મુગ્ધ બોધની કાદબરી' અને 'ભાષાઇ કીધુ આખ્યાન, રસિક મુગ્ધ રીઝવવા ગાન' એ બતાવે છે કે, મૂળ સંસ્કૃત कादम्बरी માત્ર મોટા પંડિતો સમજી શકે તેમ હોવાથી કવિએ ઓછા જ્ઞાનવાળા (મુગ્ધ) જનોને માટે આ ભાષામા

---

૧. લાઇબ્રરી મિસ્સેલની પુ ૨ અક ૩ અને ૪

આખ્યાન રચ્યું. આ પ્રમાણે અલ્પજ્ઞ માટે આ ગ્રંથ લખાયો હતો, તેથી તેની ભાષા પાંડિત્યમયી કે લોકભાષાથી ભિન્ન કૃત્રિમ શૈલી-વાળી ગણી શકાય જ નહિ.

ત્યારે પ્રશ્ન એ થાય છે કે, ભાલણની કાદંબરીની ભાષામાં ફેરફાર ન થયો અને એના બીજા ગ્રંથોની ભાષામાં કેમ થયો? આનાં કારણ વિદ્વાનોએ અનેક વખત જણાવેલા છે. ઘણા પ્રાચીન ગ્રંથો તો ભાષામાં ફેરફાર કરીને પ્રકટ કરવામાં આવ્યા છે. મોઢે બોલવાનાં પદોની ભાષામાં કાળે કરીને ફેરફાર થાય એમાં આશ્ચર્ય નથી, અને લિખિત ગ્રંથોની ભાષામા લહીઆઓએ પોતાના સમયની ભાષાનું રૂપ આપવા કરેલો ફેરફાર માલૂમ પડે છે. સ્વ. ચીમન-લાલ દલાલના પ્રાચીન પ્રતો સંબંધી અનુભવ માટે બે મત છે જ નહિ એમણે એ વિષે આમ લખ્યું છે—[1]

" સોળમા શતકના પૂર્વાર્ધમા થયલા નરસિંહ મહેતા તથા ભીમના કાવ્યો આધુનિક જેવી ભાષામા મળી આવે છે. તેનું કારણ ફક્ત એ જ છે કે, તેઓનાં કાવ્યોની જૂની વિશ્વસનીય પ્રતીઓ મળેલી નથી તેમના જો ૧૬ મા તથા ૧૭ મા શતકમા લખાએલા પ્રતીકો મળી આવે તો તેમની ભાષા તેવી જ માલૂમ પડશે."

ધ્યાનમા રાખવાનું છે કે કાદમ્બરીની પ્રાપ્ત પ્રત સં. ૧૬૯૨ માં લખાયલી છે. ભાલણના બીજા ગ્રંથોની એટલી જૂની પ્રતો મળેલી નથી. વહેલામાં વહેલી અઢારમા શતકની છે. તો પણ કેટલીકમા હાલ કરતા જુદા પ્રાચીન ભાષાના રૂપો જોવામાં આવે

૧. લાઇબ્રરી મિસ્સેલની પુ ૨ અંક ૩ અને ૪.

છે. મારી પાસે સં. ૧૭૧૮મા ઉતારેલી એના "મૃગી આખ્યાન" પ્રત છે, તેની ભાષા આવી છે—

" પુત્રો વેચીનિ લિ દ્રામ, દ્રૂષિ કોહોનો ટાલિ ઠામ,
હંસા કરતા આણિ પ્રીત્ય, હેતે વાદ વદે વિપરીત્ય,
કુડી માક્ષ પીહારિ ડિહિ, લોભિ લાચ પીઆરી ગ્રહિ,
ઇંદ્રી વશ ન રાખિ એક, વિભુભક્તિ ન આણિ વિવેક.
પીતી પાછી વાલિ ગાય, બાલવછનિ દુધ ન પાય,
જો તુઝસુ ન કરૂ સંતોષ, એ સઘલાએ મુઝની દોષ" ( કડવુ ૭

ભાલણનુ બીજી વખતનું 'નળાખ્યાન' પ્રાચીન કાવ્યમાળામ ( અં. ૧૧ ) પ્રકટ થયુ છે, તેમાથી પણ એક નમૂનો જોઇએ—

' મંદ હાસ્યે દમયંતી વદઇ, સુણઇ નળ ભૂપાળ !
દેવતાને નમઈ વહુ, મુને વરો તત્કાળ
વિશ્વાસવાળી વામા જાણો, કહો શું કરૂ કામ ?
વિશ્વાસ જેવો મિ ધર્યો, તેવો ધરો તમિ સ્વામ ?" (પૃ ૧૯-૮૦

આ ગ્રંથની ભાષા સંબંધી રા. બ કાંટાવાળાએ એના ગ્રંથ વિવેચનમા લખ્યુ છે કે, 'આ કવિની ભાષામા આજના કરતા કાંઇક ફેર દેખાય છે. છે, કરે છે, તે, હવે, અમે વગેરેને બદલે છિ, કરિછિ તિ, હવઇ, અમ્હે, વગેરે રૂપ લખ્યા છે' (પૃ. ૧૪). આમ તેમણે ઇ. સ. ૧૮૮૯–૯૦ મા લખ્યુ હતુ, પણ ઇ. સ ૧૯૧૫ મા દશમ સ્કંધના વિવેચનમા આવુ લખ્યુ છે—

"કેટલાક વિદ્વાનો ભાલણની અને તેના સમયની ભાષાને જૂની ગુજરાતી ગણે છે, પરંતુ શાસ્ત્રી વ્રજલાલે ભાષાના જે યુગ જણાવ્યા

છે તે મને વાજબી લાગે છે. જો પ્રાંતિક રૂપો ને શબ્દો જે હાલ પાટણવાડામા, ઉત્તર ગુજરાતમા અને તેની આસપાસના પ્રદેશમા પ્રવર્તે છે, તે લક્ષમા લેવામા આવે તો ભાલણના વખતની, પ્રેમાનન્દના કાળની અને હાલના સમયની ભાષામા ઝાઝો તફાવત જણાશે નહિ." (પૃ ૩)

દશમસ્કંધમા પ્રકટ થયલી ભાષા સબધી રા. કેશવલાલ ધ્રુવે કાદબરીની પ્રસ્તાવનામાં આ પ્રમાણે અભિપ્રાય આપ્યો છે —

"એ મતની ખુમારીથી રગાયલા નેત્રને દશમસ્કંધની ભાષામા જૂનાપણાની છાયા જણાય નહિ, એટલે એના સસ્કરણમા ઉતરવા ન પામે એ સુશ્લિષ્ટ છે કોઇ સ્થળે પુરાણાપણાની સહેજ છાટ જોવામા આવે, તો તેને જોડણીનૂ અનિયમિતપણુ લેખી સુધારીવાનૂ યોગ્ય લાગે એ પણ સ્વાભાવિક છે. × × × × તીક્ષ્ણ દૃષ્ટિએ જોનારને તો દશમસ્કધમા પણ કાદબરીને પડછે મૂકાય એવી કેટલીક પુરાણાપણાની એંધાણીઓ ન ભૂસાવા પામેલી મળી આવે છે, જે ભાલણના સમયની ભાષાના થરનૂં દૃશ્ય તેના આગળ અદ્ભુત રીતે ખડૂ કરે છે "( પૃ ૪. )

મેં સુરતની સાહિત્યપરિષદ વખતે લખેલા લેખ માટે દશમસ્કધની એક હાથપ્રત મેળવી હતી, તેમા આવી ભાષા હતીઃ—

"લૂણ ઉતારિ કૂઅર ઉપરિ ભામણડા લિમાડીરે
અગોઅગિ કરિતા રક્ષા ગૌતુ પુછ ભમારીરે."

આ પ્રમાણે ભાલણના અન્ય ગ્રથોમા પણ હાલ કરતા તો જુદી ભાષા માલૂમ પડે છે જ.

નરસિંહના કાવ્યોની પ્રતો પણ ઘણી અરાઢમા શતકની અને તે પછી ઉતારેલી મળી આવે છે એ પહેલાની પ્રતો મળે તો તેમા પ્રાચીન ભાષા હોવી જ જોઇએ. 'અપ્રસિદ્ધ પુસ્તક' નામના માસિકના તંત્રી સ્વ શકરભાઇ ચતુરભાઇ પટેલ પાસે સં. ૧૭૩૩ મા ઉતારેલી 'હારમાળા' ની પ્રત હતી. તેમાથી સ્વ લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસ પારેખે ઇ. સ ૧૮૮૫ ના ડિસેબર માસના બુદ્ધિપ્રકાશમા બે પદ ઉતાર્યાં હતા, તેમાથી એક જોઇએ —

"પરણી નિ પારકિ હાથ્ય શ્ય ભાનસા? લાજ ન આવિરે કથ તુનિ
યદ્યપિ કોટય અપરાધ હોઇ શામલા, મેહેંતો મન આણસ્યા, ગષ્ય ગૃહ નિ.
સુદરી મહત્ત્મરી હરિ તાહરિ, તે માહિ હ એક દાસ્ય તાહારી
નરસિઆચા સ્વામી કહૃ તહ્મનિ, મગય માર તૂ કરિ માહરિ"

ગુજરાતી પ્રેમના સંગ્રહમા નરસિંહ મહેતાનાં ઘણા અપ્રકટ પદો છે. તેમાના કેટલાકની ભાષા પ્રાચીન છે. નમૂના માટે એક અહિં ઉતારૂં છું—

"તુ તો મુખ મોહન વેન, કિમ મદિર જાઉ?
માન્યુ રે મન અમારૂ તમશુ, એ લાગો પૂરવ સ્નેહ
કિમ મદિર જાઉ?

દૂધ દહી વિક્રી કરી જવૂ, તુનુ કર એઠા દિઉરે
પરપુરૂષાચી સગત વરજુ, પરદ્રવ્ય નવ ઉપજેઉકિ

એ તુ સરખો મોરે ચત ન આવિ, ગગા જમુનાચી આણ
નરસૈઆચા સ્વામી જણ જણ વાહાલા, તેસુ કસુ પ્રયાણ."

આમા 'ચો' પ્રત્યય ઘણી વખત વપરાયો છે.

પ્રાચીનકાવ્ય ત્રિમાસિકના વર્ષ ૧ ના ૩ અંકમાં નરસિંહનું ગોવિંદગમન છપાયું છે, એમા પણ કંઇક કંઇક પ્રાચીન ભાષાની છાંટ છે.—

"તિણે કૃષ્ણનુ ગમન કરાવ્યુ, તે પ્રાકૃતમાય કરિયેરે.
ભક્ત કવિ રખે એક જાણો, ઝિમ તિમ નરસઇ તરિયેરે" (પ. ૧.)
"કૃષ્ણ જવાનુ સાભળ્યુ ગોપિયુએ જ્યારેજી,
વાઘ દેખી અજા જેવી, તિમ થઇ સ્ત્રિયુ ત્યારિજી" (પ ૩.)

આ અંકમાં નરસિંહ મહેતાની ભાષા સંબંધી આમ લખ્યું છે·—

"હાલ જે લોકો પદ બોલે છે અને કાવ્યદોહન વગેરેમાં છપાયાં છે, તેની ભાષા એ નૃસિંહ મહેતાની ભાષા હોય નહિ એ તો સ્પષ્ટ છે. કેમકે ચારસેં સાડીં ચારસે વર્ષ ઉપર વપરાતી ગૂજરાતી હાલની ગૂજરાતી કરતા જૂદી હોવી જ જોઇએ. × × × કાળે કરીને નૃસિંહ મહેતાની મૂળ ભાષામા ઘણો ફેર પડી ગયો છે."
(પૃ. ૬૨)

આ પ્રમાણે તે વખતે રા. બા. કાટાવાળાનો અભિપ્રાય હતો. ઉપર ટાકેલા પદોમાં નરસિંહના સમયની જ ભાષા છે, એમ કહેવુ નથી, ઘણું કરીને સત્તરમા શતકના અંતની ભાષા છે પરંતુ, એટલું સ્પષ્ટ જણાય છે કે, નરસિંહની ભાષા હાલ કરતા પ્રાચીન જ હતી. એના કાવ્યની સોળમા શતકની પ્રત મળે તો તેમાથી એના સમયની ભાષા નીકળે.

ભાલણના સમયની ભાષાનું પ્રાચીનપણું સાબીત કર્યાં પછી, હવે તેના સ્વરૂપનુ દર્શન કરીએ. ભાષાના સ્વરૂપના ત્રણ વિભાગ થઇ શકે છે, અક્ષર-ઘટના, શબ્દઘટના અને વાકયઘટના.

સ્વરૂપ.

અક્ષરઘટનામાં લિપિ, જોડણી અને ઉચ્ચારણનો સમાવેશ થાયછે.

અક્ષરઘટના. આપણા સાહિત્યમા શબ્દોનો જેવો ઇતિહાસ ખોળવાનો પ્રયત્ન ભાષાશાસ્ત્રીઓને હાથે થયો છે, તેવો લિપિનો ઇતિહાસ ખોળવાનો પ્રયત્ન થયો નથી. જેમ આપણી ભાષાના શબ્દો અનેક અવતારો લેઇ આપણા કાલસુધી આવ્યા છે, તેમ આપણી લિપિના અક્ષરો અનેક રૂપાતરો પામી આપણને આવી મળ્યા છે અતિ પ્રાચીન ચિત્ર લિપિમાથી આરંભની વર્ણલિપિ, તેમાથી અશોકના સમયની બ્રાહ્મી, એમાથી ગુપ્ત, વલ્લભી, આદિ સમયની લિપિઓ, ને તેમાથી પ્રાચીન દેવનાગરી થઇ છે દેવનાગરીનો મરોડ પણ સમયે સમયે બદલાઇ આપણી હાલની લિપિ બની છે. પાટણના જૈનભડારમા ૧૧ મા શતકથી માડીને હસ્તલેખો છે, તેમાના પ્રાચીનતમની લિપિ મુશ્કેલીથી ઉકેલી શકાય છે એ ઉપરથી આપણી લિપિનો ઇતિહાસ રચી શકાય એમ છે. ભાલણના સમયમા લિપિનુ સ્વરૂપ કેવુ હતુ એ મુદ્રણ, છબી પાડવાની કળા વગેરેની અનુકૂળતા સિવાય બતાવી શકાય તેમ નથી, પણ એમ લાગે છે કે, તે વખતે આપણી હાલની ગુજરાતી લિપિ પ્રચારમા આવી ન હતી, પણ ઘણું કરીને દેવનાગરીનુ અતિમ સ્વરૂપ હતું. તે વખતે પત્રવ્યવહારમા કે હિસાબના ચોપડામા ગુજરાતી લિપિ દાખલ થઇ હતી કે કેમ, એની ચોક્કસ માહિતી મળતી નથી, પણ ગ્રંથ લેખનમાં તો તે વપરાતી ન હતી જ. સ્વ. નારાયણ ભારતીએ એમના લેખમા લખ્યું છે ( પ્રા. કા. પ્રિ. વર્ષ ૩ અંક ૩ ) કે, તેમણે હાલના ગામડાના વાણિયાના જેવા અક્ષરોવાળા ભાલણના અને તેના પિતાના કાગળો જોયા હતા. પણ એ કાગળો સબંધી તેમનો બધો પુરાવો સંશયગ્રસ્ત છે, એમ હવે

પછીનું પ્રકરણ વાચવાથી જણાશે. અર્વાચીન ગુજરાતી લિપિ અર્વાચીન ભાષાના આરંભ સાથે સંવતના ૧૯ મા શતકમાં વાપરવામાં આવેલી હોવાનો સભવ છે એ શતકના આરંભની લિપિમા સક્રમણસ્થિતિની છાપ જણાય છે.

જોડણીની બાબતમા સ્થિરતા જોવામા આવતી નથી. સસ્કૃતમાથી થયલા તદ્દ્ભવ અને તેથી દેશ્ય શબ્દોની જોડણી એકધારી માલૂમ પડતી નથી તત્સમ (સસ્કૃત) શબ્દોની શુદ્ધિ–અશુદ્ધિ લેખકના સસ્કૃતના વત્તા–ઓછા જ્ઞાન ઉપર આધાર રાખે છે. ધધાદારી લહીઆઓ, વિદ્વાન જૈન સાધુઓ અને બ્રાહ્મણ પડિતોને હાથે લખાયલી પ્રતોમા બહુ ભાગે શુદ્ધિ જળવાઇ રહેલી હોય છે

જોડણીનું અનિયમિતપણું હોવાથી શબ્દોના ઉચ્ચારણમાં સ્પષ્ટ નિયમ બાધી શકાતા નથી. એટલું જણાય છે કે, કેટલાક સર્વનામોમા અને ક્રિયાવિશેષણોમા હાલમાં હકાર બહુ મંદ જણાય છે તે તે વખતે સ્પષ્ટ હશે, પણ તે વ્યજન સાથે જોડીને નહિ, પણ વચમા સ્વર મુકીને લખાતો, જેમકે મ્હારૂ, ત્હેને જ્હેને, એમ નહિ પણ માહારૂં, તેહેને, જેહેને, એ પ્રમાણે. ચ અને જ, ખ અને ષ એનો લખવામા ભેદ હતો નહિ; ઉચ્ચારણમા હશે કે નહિ એ કહી શકાતુ નથી. અનુસ્વાર સાથેનો ઉકાર દીર્ઘ લખાતો. હૂં, શૂં, ગયૂં, વગેરે જુદા જુદા શબ્દોની જોડણી અને ઉચ્ચાર સંસ્કૃતમાંથી અપભ્રંશમાં થઇ કેવા રૂપાતર પામીને આવ્યા છે, એ જણાવતાં બહુ વિસ્તાર થાય એમ છે.

ભાલણના સમયમાં આપણી ભાષાના શબ્દોનાં કેવાં રૂપ પ્રવર્તતા હતાં તે હવે જોઈએ. એ રૂપોનો સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશનો ઇતિહાસ બતાવી, તેમના સ્વરૂપ શી રીતે ઘડાયા, એ જણાવતા બહુ વિસ્તાર થાય અને તે આવા નાનકડા ગ્રંથમા અસ્થાને ગણાય. એ જોવું હોય તેમણે રા. કેશવલાલ ધ્રુવની કાદમ્બરીની ટીકા અને ૧૯૧૪–૧૫ ના ઇંડિયન ઍંટિક્વરીમાં પ્રકટ થયલો ડૉ. ટેસીટોરીનો 'પશ્ચિમ રાજસ્થાનીના વ્યાકરણ વિષે ટીકા ( નોટસ ઑન ધ ગ્રામર ઑફ વેસ્ટર્ન રાજસ્થાની )' એ નામનો વિસ્તૃત અને શાસ્ત્રીય લેખ જોવો તેને આધારે હુ ભાલણના સમયના કેટલાક પ્રાચીન રૂપો જે હાલ આપણી ભાષામા રૂપાંતર પામ્યા છે અથવા તો તેમાથી લુપ્ત થયા છે, તેમનું વ્યાકરણ ની દૃષ્ટિએ નિરૂપણ કરવા પ્રયત્ન કરીશ.

શબ્દઘટના

પ્રથમ નામના રૂપાખ્યાનો જોઈશું, તેમા ખાસ કરીને વિભક્તિઓ અગત્યની છે પ્રથમા અને દ્વિતીયાનો 'ઉ' પ્રત્યય કેટલાક નામોને લાગતો. પિયુ, રાઉ, પ્રાહુણઉ. ઘોડઉ. અકારાન્ત નામોનો 'અ' જતો રહી 'ઉ' વ્યંજન સાથે ભળી જવાનું પણ ભાલણના સમયમા શરૂ ચૂકયુ હતુ. પ્રાહુણુ, ઘોડુ. તૃતીયા અને સપ્તમીનો 'ઇ' અને 'ઇઇ' હતો. રાઇ, નાભિઇ, નિશાઇ. ઇઇનું પૂર્વરૂપ 'ઇહિ' પણ થોડુક પ્રચારમા રહ્યુ હતું; 'રૂપીહિ રંભા સમાણી"

અન્ય વિભકિતઓ અનુસર્ગો લગાડીને કરવામા આવતી. દ્વિતીયાનો અને ચતુર્થીનો અનુસર્ગ 'નઇ' હતો 'પરમેષ્ઠિ નઇ પ્રણામ કરૂં.' નઇનો નિ પણ થયો હતો, 'રાનિ દીધુ ભેટય.'

ચતુર્થી માટે કન્હઇ–કન્હિ, નઇ–નિ, પ્રતિ, ભણઇ–ભણિ,

માટઇ-માટિ, ઉપરાત રહઇ-રહિ પણ વપરાતો હતો, 'મુઝરહંઈ-રહિં'

પંચમીને કન્હઇ, થી, પાસઈ, સિ, પાહિ, ઉપરાત તઉ–તુ (દેવલતઉ, કારણતુ), થકઉ–થકુ (વૃક્ષથકુ), હૂતું (પાટણ હૂતું), એ અનુસર્ગો લાગતા

ષષ્ઠીના, કેરઉ–કેરૂ, તણઉ–તણુ, તઉ–તુ, એ ઉપરાંત કઉકુ (દેવકીઇ પાટણિ), ચઉ, ચું–ચો (ભાલણ પ્રભુચો સ્વામી)[1] ૨ (કામની રિ મુખનિ). હ (દંતહ આગલિ), પણ જોવામાં આવે છે.

સપ્તમીને કન્હઇ, પાસઇ–પાસિ, માહિ, ઉપરાત તઇ–તિ (સહુસ વરસતઈ), મઝારિ (અણહલપુર મઝારિ), મઝિ (ઘરિ-મઝિ), એ પણ લાગતા.

વિશેષણના અને સર્વનામના રૂપો ખાસ વિલક્ષણ જણાતા નથી માત્ર કંઇક ફેરફાર થયો છે અનેરઇ (અનેરી), ઘણઉ (ઘણુ) જિણિ (જેણે), કિન્હઇ–ન્હિ (કોણે) તેહુ (તેઓ), એવા જણાય છે.

વિશેષણોનું અન્ય સાપેક્ષ રૂપ 'એરઉ' પ્રત્યયથી થતું; ગાઢેરઉ, અધિકેરઉ. વળી એ રૂપ પંચમીના અનુસર્ગ લાગીને પણ થતું, એક એક પાહિ અધિક, પાણી થકુ ગાઢુ સર્વ સાપેક્ષ હાલ પ્રમાણે સહુ અને 'સવિ' ના ઉમેરાથી બનતુ.

અ ામા ખાસ નોધવા જેવા આટલા જણાય છે નિશિ

---

૧ બરીમા ૨ ઘણી જગાએ વપરાયો છે આથી કાન્હડેપ્રબન્ધના 'કયણ જુની' મા મારવાડી પ્રયોગ ધારવામા આવે છે, એ બરોબર નથી.

[ઇ]રિ રૂપોની પ્રાચીનતા નોખી જ હતી. કીજઇ, [ન]ા ણીઇ, કીજસિ, કહીસ્યઇ, વગેરે.

[સ]ામયના કેટલાક શબ્દો હાલ પ્રચારમાથી નીકળી ગયા [જ]ેવા કે, અંતે ઉરિ ( રાણી ), આતા ( પુત્ર ), આલોડિ [ે]છે ), આવિ ( જાણે છે ), ઉજાઇ ( ઝડપથી જાય છે ), [ન]ી ધજા ), નિપાચુ ( નિપજાવેલો ), ઉગાવિ ( સૂકવે ), [ઝ]ખંખેરી ), પટહ (પડો–નોબત), ભાષાબંધ (તરજૂમો), [ફ]ીખતુ ( ભાખોડીએ ચાલતુ ), નીમાઢા ( ખંડીઆ [વ]ગેરે

[સ]મતની વાકયઘટનામા બહુ વિલક્ષણતા ન હતી, પણ [ત]ા. નીચલા પ્રયોગ નજરે ચઢે એવા છે.

[સ]ંસ્કૃતને મળતા પ્રયોગો —

(૧) સતી સપ્તમી–એક સમે ઋતુરાજ રાજતિ ( એક વખત વસંત ખીલ્યો હતો, ત્યારે ).

(૨) ભૂતકૃદંતનો અકર્તરિ. હું તેણિ દીઠુ નહિ ( હું તેનાથી દેખાયો નહિ ), ભૂપિ સખી પૂછી.

(૩) સપ્તમીને સ્થાને પંચમીનો પ્રયોગ. સેવાથી ચૂકિ નહિ ( સેવામા ભૂલે નહિ ).

(૪) હેત્વર્થ સપ્તમી. મેઘ વરસિ અન્ન સરસિ ( ઉત્તમ પાક થાય એમ મેઘ વરસે છે ).

( ૫ ) દેહલી દીપકન્યાયે ( બે ખંડના ઉમર ઉપર દીવો મુકયો હોય તેથી બંને ખંડમાં અજવાળું પડે ), ક્રિયાપદ વચમા રહી બને વાકયોનો અર્થ સાધે. મિથ્યા શ્રમ મિં કીધુ અનર્થ ( મેં મિથ્યા શ્રમ કીધો અને અનર્થ કર્યો ).

ख. પ્રત્યયોનો ક્રમ ઉલટાઇ જવો·—

( ૧ ) આશ્રમ એણિ–એ આશ્રમમા

( ૨ ) ધર્મતણુ યૌવન આકારિ–સાક્ષાત જાણે યૌવનનો ધર્મ હોય ( તણુ પ્રત્યય યૌવનની પાછળ જોઈએ ).

ग એ સમયના કેટલાંક રૂઢ વાકયો હાલ ભાષામા પ્રવર્તતાં જણાતાં નથી·—

( ૧ ) ઉતારિ થાઉ ( ઉતારે જાઓ ). ( ૨ ) હાથિ કર્યું હાથમા લીધુ ) ( ૩ ) હસ પોત પાસિ લિમાન ( હંસના બચ્ચાનુ માન મુકાવે ). ( ૪ ) મસ્તક ઉરધ કરાવુ ( મસ્તક ઉંચું ગખજો, પ્રતિષ્ઠા વધારજો. ( ૫ ) સુપ્રભાત સવિહુ દાતાર ( વિ પ્ર ) ( સર્વ દાતારનો ઉદય થાઓ ) ( ૬ ) મોટુ થાઉ જો માહારૂ કહુ ( ‘ સારો ’ એમ જો કહે તો મારા ભાગ્યનો પાર રહે નહિ ) ( ૭ ) વાત ઘાલુ ઘાટિ ( ઉત્તર કાદ બરી ) ( વાત ગોઠવીને કહો ) છેલ્લો પ્રયોગ ઉદ્ધવના રામાયણમા અને નાકરના ઓખાહરણમા પણ છે

ભાલણના સમયની પ્રાચીનતા માટે જો કઇ શકા રહેતી હશે તો ઉપરના દિગ્દર્શનથી જતી રહેશે

**ભાષાનું નામ.**

ભાષાનુ સ્વરૂપ જોયા પછી, ભાલણના સમયની ભાષાને કંઇ સંજ્ઞા આપવી એ ચર્ચામા ઉતરીએ એ સંબંધી મતભેદ છે ડૉ. ટેસિટોરી તેને પ્રાચીન પશ્ચિમ રાજસ્થાની એવું નામ આપે છે, રા. નરસિંહરાવ તેને અંતિમ અપભ્રંશ કહે છે, અને રા. કેશવલાલ ધ્રુવે તેને મધ્યકાલીન ગુજરાતી ભાષા જણાવી છે. એમાથી યથાર્થ નામ એકે છે કે નહિ તે વિષે વિચાર કરવો પ્રાપ્ત થાય છે.

આગળ જણાવેલા લેખમા ડૉ. ટેસિટોરીએ સં. ૧૬૫૬ સુધી ગુજરાતમા અને પશ્ચિમ રાજસ્થાનમા એક જ ભાષા ચાલતી હતી એમ કહી તેને પ્રાચીન પશ્ચિમ રાજસ્થાની એ સંજ્ઞાથી ઓળખાવી છે એ વિદ્વાન કહે છે એટલા કાળ સુધી તો વખતે નહિ, પણ સંવતના સોળમા શતકના અંત સુધી બંને પ્રાંતોમા એક જ ભાષા ચાલતી હતી, તેની ના નથી[1] તો પણ એને પશ્ચિમ રાજસ્થાની કહેવી કે નહિ, એ પ્રશ્ન છે એક જ ભાષામાથી ગુજરાતી અને મારવાડી એમ બે જુદી ભાષાઓ થઇ, તેથી એ મૂળ ભાષાને એ બંનેથી પ્રથક નામ આપવું એ યોગ્ય કહેવાય નહિ પશ્ચિમ રાજસ્થાન કરતા ગુજરાત બહુ મોટો પ્રાંત છે, તો નાના ભાગનું નામ આપવુ એ કરતા મોટા ભાગનું નામ આપવુ

૧ ડૉ. ટેસિટોરીએ જે હસ્તલિખિત ગ્રંથોનો આધાર લીધો છે, તેમાથી માત્ર એકનુ જ વર્ષ સં. ૧૬૬૭ છે પરન્તુ, તે રચ્યાસાલ છે કે ઉતાર્યા સાલ છે એ સ્પષ્ટ જણાવ્યુ નથી જો તે ઉતાર્યાનુ વર્ષ હોય તો એની રચ્યાસાલ વહેલી ઠરે. આથી સં. ૧૬૦૦ સુધી બંને પ્રાંતની એક ભાષા ગણવી જોઇએ

એ જ દૃષ્ટ છે. વળી, પશ્ચિમ રાજસ્થાનનો 'ગુર્જર દેશ'મા સમાવેશ ઘણા લાબા કાળથી થયલો છે. ભિન્નમાળ ગુર્જરોની રાજધાનીનુ શહેર હતુ. તેથી ઉલટુ, રાજસ્થાનમા ગુજરાતનો કોઇ વખત સમાવેશ થયો નથી, અર્થાત્ ગુજરાત રાજસ્થાનના ભાગ તરીકે ઓળખાયો નથી તો એ ભાષાને ગુજરાતી ભાષા કહેવામા કઇ ખોટુ નથી, અથવા જો ગુજરાતીથી અને મારવાડીથી ભિન્ન જ નામ આપવાની જરૂર હોય તો 'ગુર્જરમાતા' એ નામથી એ હેતુ સચવાશે

રા. નરસિંહરાવે ડૉ. ટેસિટોરીના મતથી જુદા પડી 'ગુજરાતી ભાષાની ઉત્પત્તિ' એ નામના 'વસન્ત'મા લખેલા લેખમા અને પાચમી સાહિત્ય પરિષદના પ્રમુખપદના ભાષણમાં તેને અતિમ અપભ્રશ નામ આપ્યુ હતુ અને તેનો કાળ સં. ૧૫૫૦ સુધી લંબાવ્યો હતો, એટલે ભાલણના સમયની ભાષા પણ એ સંજ્ઞાને પ્રાપ્ત થાય. તેના પ્રમાણમા તેમણે કાન્હડદે પ્રબધનો આધાર જણાવ્યો હતો. એ કાવ્યને અતે કવિ તેને 'પ્રાકૃતબંધ' કહે છે. આ કંઇ સતોષકારક પ્રમાણ ગણાય નહિ એના કરતાં બીજુ એ બળવત્તર પ્રમાણ છે નરસિંહ મહેતો સુરતસંગ્રામમા અતે 'અપભ્રષ્ટગિરા' લખે છે—

'અપભ્રષ્ટગિરા વિષે કાવ્ય કેવુ દીસે-ગાય, હીસે તે જેમ તીર વાગે'

કવિએ પોતાનુ કાવ્ય અપભ્રષ્ટમાં લખ્યુ છે, એમ સ્પષ્ટ જણાતુ નથી વખતે અપભ્રષ્ટ ઉપર કટાક્ષ પણ હોય. પરન્તુ, ભાલણ તેના પ્રથમના નળાખ્યાનમા સ્પષ્ટ અપભ્રશ શબ્દ લખે છે.

'કથા માત્ર એ નૈષધ રાની અપભ્રંશએ દાખી ' ( કડવું, ૧ ). આ પ્રમાણે તે વખતે અપભ્રંશ નામ કંઈક પ્રચારમાં હતું. પરન્તુ, તે સમયની ભાષાને દેશસંજ્ઞા પણ મળી ચૂકી હતી ભાલણ પોતાના ગ્રંથોમા ' ગુર્જર ભાષા ' પુષ્કળ જગ્યાએ લખે છે. ઉપરના નળાખ્યાનના આરંભમા જ એ શબ્દનો ઉપયોગ કરે છે,—

" ગુરૂપદ પંકજને પ્રણમ્, બ્રહ્મસુતાને ધ્યાઉં,
ગુર્જર ભાષાએ નળગજાના ગુણ મનોહર ગાઉં " ૧

'કાદંબરી'ને અંતે પણ તે 'ગુર્જર ભાષા 'મા રચવાનું જણાવે છે.

" બુદ્ધિમાને ગુર્જર ભાષાએ વિસ્તરી " ( ઉત્તર કાદંબરી ) દશમસ્કંધમા ઘણી જગ્યાએ એ શબ્દ વપરાયો છે.

" લીલા લક્ષ્મીનારાયણની ગુર્જર ભાષાએ ગાઉં. " ( પૃ ૨૫૬ )
" મતિમાને ગુર્જર ભાષાએ ગોવિંદના ગુણ ગાઉં " ( પૃ ૨૮૮ )
" પ્રાકૃતને પ્રીછવા કરી ગુર્જર ભાષાએ વિસ્તરી " ( પૃ ૩૧૧ )

આ પ્રમાણે તેણે ' અપભ્રંશ ' શબ્દ એક જ જગ્યાએ વાપર્યો છે, જ્યારે ' ગુર્જર ' શબ્દ પુષ્કળ જગ્યાએ વાપર્યો છે, એ ઉપરથી આપણે એવું અનુમાન કરી શકીએ કે, તેના સમય પહેલાંની ભાષા અપભ્રંશ કહેવાતી હોવાથી તે અજાણ્યે એ શબ્દ એક જગ્યાએ વાપરે છે પરન્તુ એના સમયમા ' ગુર્જર ભાષા ' એમ ભાષાને દેશસંજ્ઞા મળી ચૂકી હતી અને એ શબ્દ વ્યાપક થયો હતો નળાખ્યાનના આરંભમા તો તે ' ગુર્જર ભાષા ' શબ્દ લખે છે, પણ પછી ' અપભ્રંશ ' લખે છે, જેથી ' અપભ્રંશ ' અજાણ્યે આવી ગયો લાગે છે. એના પાછળના ગ્રંથોમા તો ' ગુર્જર ' શબ્દ જ છે

ડૉ. ટેસિટોરી જણાવે છે કે, મારવાડી ભાષાએ ઇસવી સનના પંદરમા શતકમા પ્રથક રૂપ લેવા માડ્યું હતુ.[1] તે વખતે ગુજરાતીએ પણ અપભ્રંશથી જુદુ રૂપ પકડ્યુ હોવુ જોઇએ

કદાચ કોઇ કહેશે કે, ભાલણે તો ' ગુર્જર ' શબ્દ લખ્યો છે, ' ગુજરાતી ' નહિ. ભાલણે ગુજરાતીનુ સસ્કૃત રૂપ ' ગુર્જર ' વાપર્યું જણાય છે. હાલ પણ સસ્કૃતના અતિ મોહવાળા વિદ્વાનો અને શાસ્ત્રી પુરાણીઓ ' ગુર્જર ' શબ્દનો ' ગુજરાતી 'ને સ્થાને ઉપયોગ કરે છે આથી ભાલણે એ શબ્દનો ઉપયોગ કર્યો હોય તો તેમા કઇ આશ્ચર્ય નથી પ્રેમાનન્દ દશમસ્કધમા ' ગુજરાતી ભાષા ' લખે છે એ પહેલા આપણા સાહિત્યમા એ શબ્દ વપરાયેલો જણાતો નથી. તેથી શુ એ પહેલાની ભાષાને ' ગુજરાતી ' નહિ કહી શકાશે ? ' ગુર્જર દેશ 'ને બદલે ' ગુજરાત ' શબ્દ તો ભાલણના સમયમા પ્રચારમા આવી ચૂક્યો હતો સ. ૧૫૧૨ મા રચાયલા કાન્હડદે પ્રબધમા તે છે

" પૂછઇ વાત પાતશાહ હસી, ગૂજરાતિ તે કહીઇ કિસી "

એ પહેલાં સો વર્ષ ઉપર પણ ' ગુજરાત ' નામ પ્રચારમા હતું. સં. ૧૪૦૫ મા રચાયલા प्रबन्धकोशना हरिहर प्रबन्धमा એ શબ્દ છે.[2]

---

૧ It would therefore seem that in the fifteentl Century the formation of the Marwari was alread in Progress "—Indian Antiquary, February 1914, p 24.

૨ नैषधीय चरितम् ( निर्णयसागर ), प्रस्तावना.

गुजराते तिख्यात देशं वीरधवल नामनि राजनि शासति.

આથી ભાલણના સમય પહેલાં 'ગુજરાત' શબ્દ પ્રચારમા હતો. તેથી ભાષાને 'ગુજરાતી' નામ મળેલું ગણીએ અને ભાલણે 'ગુર્જર' શબ્દ લખ્યો છે, તે સંસ્કૃતના મોહને લીધે એમ માનવામાં કંઇ વાંધો નથી.

વીમળપ્રબધમાં અપભ્રંશ શબ્દ જે રીતે વપરાયો છે, એ જોતા તે વખતે એ નામ પ્રચારમા નહિ હોય એમ લાગે છે.

"જાણઇ સંસ્કૃત પ્રાકૃત શુદ્ધ, જાણઇ શૌરસેની માગદ્ધ
પેશાચી **અપભ્રંશી** વલી, એતલઇ એ છ ભાષા મિલી"

(પૃ ૧૨૩)

આમાં સૌરસેન, માગધી અને પૈશાચી ભાષાઓ તે સમયે પ્રચારમાં ન હતી, તેમની સાથે અપભ્રંશ ભાષા ગણાવી છે, તેથી તે નામ એ સમયે પ્રચારમાંથી લુપ્ત થયું હશે એમ જણાય છે. આ ઉપરથી આપણે કહી શકીએ એમ છીએ કે, ભાલણના સમયની ભાષા ગુજરાતી તરીકે ઓળખાવા લાગી હતી. કદાચ તે સમયની ભાષાને 'ગુર્જર' કહેવાતી હતી એમ ગણીએ, તો પણ મૂળ દલીલને બાધ આવતો નથી અપભ્રંશ નામ નીકળી જઇ, ભાષાને દેશસંજ્ઞા મળી હતી કે નહિ, એ પ્રશ્ન છે, પછી એને ગુજરાતી કહો કે ગુર્જર કહો.

તે સમયની 'ગુર્જર' કે 'ગુજરાતી' ભાષા કેટલા પ્રદેશમા પ્રચારમા હતી ? એ પ્રશ્ન સાથે ગુજરાતનો વિસ્તાર કેટલો હતો, એ પ્રશ્ન સંકળાયલો છે. હાલ ગુજરાત શબ્દમા જેટલા પ્રદેશ-

નો સમાવેશ થાય છે તેટલા પ્રદેશનો સમાવેશ ભાલણના સમયમાં થતો હતો ? જો તેમ ન હોય તો સમસ્ત પ્રાતની ભાષાને ગુર્જર કે ગુજરાતી નામ કેવી રીતે આપી શકાય ? તેથી અપભ્રંશ નામ કાયમ રાખવું જ ઠીક છે. આનો આપણે વિચાર કરીશું. હાલ ગુજરાતમા તળગુજરાત ઉપરાત દક્ષિણ ગુજરાત, કાઠીઆવાડ અને કચ્છનો સમાવેશ કરવામા આવે છે. આમાથી આપણે કચ્છ બાદ કરીશું, કેમકે એ ગુજરાતની સીમાની બહાર છે. એમાં જઈ વસેલા ગુજરાતીઓ ગુજરાતી ભાષા બોલે છે, તેથી તેનો ગુજરાતમાં સમાવેશ કરવામા આવે છે, બાકી મૂળ કચ્છી બોલી તો જુદી જ છે. દક્ષિણ ગુજરાત પ્રથમ લાટદેશ તરીકે ઓળખતો હતો, પણ ભાલણના સમયમા તે નામ કાયમ રહ્યુ હોય તેમ જણાતું નથી, તેમ જ એ પ્રદેશની ભાષા પણ ખાસ વિલક્ષણ નથી. એથી એ ભાગનો ગુજરાતમા જ સમાવેશ કરીશું. હવે, રહ્યુ કાઠીઆવાડ. અલબત્ત, કાન્હડદે પ્રબધમા સોરઠ અને ઝાલાવાડને ગુજરાતથી ભિન્ન જણાવેલા છે.

> પૂછઈ વાત પાતસાહ હસી, ગૂજરાતિ તે કહીઇ કિસી ?
> કિસ્યૂ ખભાયત, અણહલપૂર, કિસ્યૂ દિવગઢ, માગલહુર ?
> ઝાલાવાડિ સોરઠ છિ કિસી ?

પરંતુ, આમા ઝાલાવાડ અને સોરઠ ગુજરાતથી સ્વતત્ર પ્રાત તરીકે નહિ, પણ તેના પેટાવિભાગ તરીકે લખેલા છે. કેમકે અણહીલપુર અને ખંભાતની સાથે દિવ અને માગરોળને ગુજરાતમા ગણી, પછી ઝાલાવાડ અને સોરઠ ગણાવ્યાં છે. જો સોરઠ ગુજરાતમા ન હોય તો દિવ અને માંગરોળ શી રીતે હોય ? આથી સે

અને ઝાલાવાડ ગુજરાતથી સ્વતંત્ર જણાતા નથી કાઠીઆવાડ ઉપર પાટણના રાજાનું આધિપત્ય સોલંકી રાજાઓના સમયથી હતું, અને ભાલણના સમયમા તો મહમ્મદ બેગડાએ એની સ્વતંત્રતાનો નાશ કરી તેને ગુજરાત સાથે જોડી દીધુ હતું. આથી ગુજરાતની રાજકીય સરહદમા કાઠીઆવાડ લાબા સમયથી આવી ચૂકયું હતું. ભાષાની બાબતમા પણ બહુ ફેર પડયો નથી. અલબત્ત કાઠીઆવાડની ભાષામા પ્રાતિકતા છે, પણ ભાષાના મૂળગત બંધારણમાં બહુ ફેર નથી. મારવાડી અને ગુજરાતીમા જેટલો ફેર પડી ગયો છે, તેટલો ફેર ગુજરાતી અને સોરઠીમા પડયો નથી. આથી ભાલણના સમયમાં કાઠીઆવાડની ભાષાને ગુજરાતી ગણીએ તો કઇ ખોટું નથી. એટલુ કબૂલ કે, ગુજરાતીની પ્રાતિક બોલી તરીકે સોરઠીને ગણવામા બાધ નથી હાલ જે અર્થમા ગુજરાત અને ગુજરાતી ભાષા સમજાય છે, તે બ્રિટિશ અમલ પછી જ. તો શુ બ્રિટિશ અમલ જામ્યો ત્યા સુધી આપણી ભાષાને અપભ્રંશ તરીકે ગણીશુ

પરંતુ, અમુક પ્રાતની ભાષાને ગુજરાતી ગણવી કે નહિ, એ મુળ પ્રશ્ન નથી મુળ તો એ છે કે, ભાલણના સમયથી ભાષા—ભાલણે જે ભાષામા કવન કર્યું તે ભાષા—અપભ્રંશ તરીકે ઓળખાતી મટી, તેને દેશસંજ્ઞા મળી હતી કે નહિ ? અર્થાત્ તે ગુર્જર કે ગુજરાતી કહેવાતી હતી કે નહિ ? ઉપરના વિવેચનથી તે વિષે અનુમાન બાધી શકાશે.

ગ. કેશવલાલ ધ્રુવ ગુજરાતીનો આરંભ અગીઆરમા શતકથી ગણે છે. પરંતુ તે તો અપભ્રંશ હતી. તેને દેશસંજ્ઞા પંદરમાં શતક સુધી મળી ન હતી. તેથી પહેલાંની ભાષા આપણી ખરી

પણ ગુજરાતી તો નહિ જ કહી શકાય. અપભ્રંશનો અંત ક્યારે માનવો અને ગુજરાતીનો આરંભ ક્યારથી ગણવો ? સોળમા શતકથી. તેથી ગુજરાતી ભાષાના કાળવિભાગ આમ યોજી શકાય,—

૧. આરંભકાળ—સં. ૧૫૦૦ થી ૧૭૦૦.

૨. મધ્યકાળ—સં. ૧૭૦૦ થી ૧૯૦૦.

૩ અર્વાચીનકાળ—સં. ૧૯૦૦ પછી.

આ ઉપરથી જણાશે કે, નરસિંહ અને ભાલણ અપભ્રંશના નહિ પણ ગુજરાતીના જ કવિઓ છે.

---

## પ્રકરણ ૩ જું.

### કવિજીવન.

બીજા પ્રાચીન કવિઓની સરખામણીમાં ભાલણના જીવન સંબંધી હકીકત બહુ ઓછી મળી છે. તે પોતાના કોઈ કાવ્યને અંતે પણ પોતાની ઓળખાણ ભાગ્યે જ આપે છે. આથી ભાલણનું જીવન લખનાર પોતાના વિષયમાં યથેચ્છ વિહરી શકતો નથી. તેના સબંધી જે કંઇ બાહ્ય હકીકત મળી છે, અને કિંચિત તેના ગ્રંથો ઉપરથી ઉપજાવી શકાઇ છે તે એકત્રિત કરી, તેના સંભવ અસંભવની તુલના કરી, આ વૃત્તાન્ત લખ્યું છે.

ભાલણ પાટણનો વતની હતો, તેમા હવે મતભેદ જણાતો નથી પ્રથમ તેને સિદ્ધપુરનો વતની પણ કોઇ કહેતું,[૧] પણ નારાયણ ભારતીની તેના

**વતન**

ઘર સબંધી શોધ[૨] અને દશમસ્કંધની પુષ્પિકા ઉપરથી તેના વતન સંબંધી ક્યારનોએ નિર્ણય થઇ ગયો છે. એ પુષ્પિકા સ્વ. હરિલાલ ધ્રુવે આ પ્રમાણે દર્શાવી હતી —

इति श्रीभागवत महापुराणे दशमस्कंधे बाललीलापदबंध पाटणनगर गो-ब्राह्मण भालणकृत संपूर्ण ॥[૩]

ભાલણની જ્ઞાતિ સબંધી ઈ. સ. ૧૮૮૫–૮૬ મા મોટો મતભેદ હતો. રા. બા. હરગોવનદાસ જ્યારે ૧૮૮૫ મા પાટણ આવ્યા હતા, ત્યારે

**જ્ઞાતિ**

તેમણે ભાલણ વડનગરો નાગર, વિસનગરો નાગર કે ઔદિચ્ય બ્રાહ્મણ હતો એમ વિધવિધ અફવાઓ સાભળી હતી[૪] વ્રજલાલ શાસ્ત્રીનુ એવું કહેવુ હતુ કે, તે ચાતુર્વેદી મોઢ બ્રાહ્મણ હતો.[૫] તેને શ્રીમાળી બ્રાહ્મણ પણ કોઇ કહેતું,[૬] કેમકે તેના ઘરનું માલકીપણુ પ્રથમ એક શ્રીમાળી બ્રાહ્મણ ભાણાભાઇ નામે કરતો હતો. પણ એ પછી ઘણા નિર્ણયકારક પ્રમાણો પ્રકાશમા આવ્યા છે. ભાલણ પોતાના બીજી વખતના નળાખ્યાનમા 'નાગરકાજે શ્રમ હુવેળા કવિને કર્મે લાગ્યોજી ' એમ કહે છે, તેથી તેની જ્ઞાતિ નાગરથી તો ભિન્ન જ હોવી જોઇએ. ઉપર આપેલી પુષ્પિકામા

---

૧–૪. બુદ્ધિપ્રકાશ, ઑગસ્ટ, ૧૮૮૫ ૨, પ્રાચીનકાવ્ય ત્રિમાસિક, વર્ષ ૩, અંક ૩. ૩–૫ બુદ્ધિપ્રકાશ, જુલાઇ, ૧૮૮૫ તથા ફુટનોટ ૬ બૃહત્કાવ્યદોહન ગ્રંથ ૫ વળી, જુઓ Milestones in Gujarati Literature, p. 46.

મો આગળ રેખ કરી છે, એથી તેની પાછળનો હ લોપાઇ ગયો હોય એમ જણાય છે. એ કારણે એની જ્ઞાતિ મોઢ બ્રાહ્મણ હતી એમ સિદ્ધ થઈ શકે. એના પુત્ર ચતુર્ભુજે મોઢેરા પુરાણ ગુજરાતીમાં લખ્યું છે એમ નાગયણ ભારતીનુ કહેવુ છે, એ વળી વિશેષ પુરાવો છે. વળી એમણે એના સંબંધી ઘણી મહેનત લઇ શોધ કરી હતી, તે ઉપરથી તેમને તેની જ્ઞાતિ ત્રિવેદી મોઢ હોવાનું માલૂમ પડ્યું હતુ, અને તે જ યથાર્થ જણાય છે. આ પ્રમાણે તેની જ્ઞાતિનો નિર્ણય થયો કહી શકાય

કવિ કાવ્યમાં ભાલણ એ નામથી અને લોક આખ્યાયિકામા પુરૂષોત્તમ મહારાજ એ નામથી પ્રસિદ્ધ છે

**નામ.**

સ્વકાવ્યમા કવિ જાતે અને તેના પુત્રો પોતાના કાવ્યોમા એને ભાલણ લખે છે, તેથી એ નામ તો સ્પષ્ટ છે, પણ પુરૂષોત્તમ સંબંધી, આખ્યાયિકા સિવાય, બીજો સંતોષકારક પુરાવો નથી આધુનિક ભાષામાં અને આધુનિક લિપિમા લખાયલા એક કાગળનો શરૂઆતનો ભાગ ભારતીએ પોતાના લેખમા આપ્યો છે.[1] તેને તેઓ ભાલણે નાનપણમા કાગળ લખવાનો કરેલો મહાવરો કહે છે. એમાં પુરૂષોત્તમ નામ છે પણ એ કાગળો સંબધી તેમનો આખો એ પુરાવો સંશયગ્રસ્ત છે

---

૧ એ કાગળ આ પ્રમાણે છે –" સ્વસ્તિ શ્રીકાશી મહા શુભસ્થાને પૂજારાધે દવેજી શ્રીપંચ દવેજી મગળજી દયાળજી ચરનાણે શ્રી પાટણથી લ દવે પુરૂષોત્તમ મગળજીના પ્રણામ વાચજો જત્રેરે અહિ તો કુશળક્ષેમ છે" એ કાગળની લિપિ સબધી ભારતીએ આમ લખ્યુ છે –" અક્ષર ગુજરાતી છે તેનો મરોડ એવો છે કે, કોઇ ગામડાના શીખાઉ વાણિયાના અક્ષરો હોય". (પ્રા કા. ત્રિ, વ ૩ અ. ૩, પૃ ૧૨ ).

મા કાગળમાં 'દવે પુરૂષોત્તમ' છે, ત્યારે કાદંબરીની પુષ્પિકામા ત્રવાડી ભાલણ' છે[૧] દવે અને ત્રવાડી એક જ પુરૂષની અટક હોઈ શકે નહિ.[૨] માટે એ કાગળ ભાલણનો નહિ, પણ બીજા જ કોઈ 'દવે પુરૂષોત્તમ'નો હોવો જોઈએ. એના ઘરમા જે શ્રીમાળી બ્રાહ્મણ રહેતો હતો તેના પૂર્વજો સબંધી પણ કાગળો એ ઘરમા હોવાનો સભવ છે ત્રાબાના પતરા ઉપર કોરેલી ભાલણની છબી તરીકે ઓળખાતી ચિત્ર-મૂર્તિ આગળ અશુદ્ધ અક્ષરોમા 'પુરૂષોત્તમજી મહારાજ' એમ લખ્યુ છે, પણ એ પાછળથી કોતરાયલુ હોય એમ જણાય છે, કેમકે ભારતીએ પોતાના લેખમા એ છબીનુ બારીક વર્ણન કર્યું છે, પણ તેમા એ નામ સબધી ઇશારો સરખોએ નથી. આ ઉપરથી એ નામ નિસશય રીતે ગ્રાહ્ય થવાને વધારે પ્રમાણોની આવશ્યકતા છે.

કદાચ બીજુ નામ પુરૂષોત્તમ હતુ એમ સ્વીકારીએ તો બેમાથી એના જન્મનુ નામ કયુ અને પાછળનુ કયુ એ વિષે શંકા રહે છે ભારતીને આધારે જન્મનામ પુરૂષોત્તમ ગણાય, કેમકે તેમના જણાવવા પ્રમાણે બચપણના લખેલા કાગળમા તે નામ છે. હાલમાં આપણામા ભાલણનામ જણાતા નથી, તેથી એ જન્મનુ નામ હોવા વિષે ઘણાને શકા થતી હશે રા હરિકૃષ્ણ કૃ. ભટ્ટે 'પંદરમા તથા

૧ જુઓ, રા કેશવલાલ ધ્રુવે પ્રકટ કરેલી કાદબરી (પૂર્વભાગ) ના મુખપૃષ્ઠે આપેલો કેટલાક પાનાનો ફોટોગ્રાફ.

૨ નારાયણ ભારતી ભાલણની અટક પાછળથી ભટ્ટ થઇ હતી એમ લખે છે, પણ તેને માટે કઇ આધાર છે જ નહિ યુદ્ધકાડનો રચનાર મધુસૂદન પોતાને ભટ્ટ લખે છે અને તેમા જણાવેલા ભીમને ભાલણના વશનો ધારવાથી એ ભ્રમ થયલો લાગે છે

સોલમા સૈકામા ગુજરાતમા થઇ ગયલા ભક્તકવિઓ ' એ નામના લેખમાં આ પ્રમાણે લખ્યુ હતું —" નામ કંઇક વિચિત્ર છે. એવા નામ બ્રાહ્મણોમા જણાતા નથી. કવિએ પોતે સંસ્કૃતનો અભ્યાસ કીધા પછી કલ્હણ, બિલ્હણ, સાયણ, બાણ, વગેરે નામો ઉપરથી પોતાનું નામ ભાલણ કદાચ રાખ્યુ હોય ! ગોપીગોવિંદસંવાદમા ' ભાલણપ્રભુ રઘુનાથ ' દરેક પદમાં આવે છે પ્રભુ રઘુનાથ ઈશ્વરના નામમા તો વપરાય છે જ, પણ ' રઘુનાથ ' ગોવિંદને (કૃષ્ણ) લાગુ પડતું નથી, અને એવા નામોની પસંદગી કરવામા હમેશાં કવિઓ પોતાનુ પણ કાઇક રાખી જાય છે તો કવિનું નામ અસલ કદાચ આવુ કાઇક હોય તો કોણ જાણે ! " [૧]

આમા ભાલણના જીવન અને ગ્રંથોના અપચરિચને લીધે ' રઘુનાથ ' સબંધી કરેલા તર્કની હસનીયતા વિષે તો કઈ કહેવાની જરૂર નથી. પણ પ્રશ્ન એ છે કે બ્રાહ્મણોમા પહેલા ભાલણ નામ હતા કે નહિ ? પહેલા તેવા નામો હતા જ, એ સંબધી પ્રમાણ મળ્યું છે. સ્વ ચીમનલાલ દલાલે સસ્કૃત वशवर्णन નામનુ કાવ્ય પ્રગટ કરેલુ છે. [૨] એમા મહમુદ બેગડાના સરદાર સુરતનુ ગોપી તલાવ ખોદાવનાર ગોપીનાથ ( મલીક ગોપી , ના વંશનું વર્ણન છે. ગોપીનાથની પાચમી પેઢીએ થયલા પૂર્વજનુ નામ ભાલણ જણાવ્યુ છે. જુઓ, શ્લોક ૩૫,-

मदनमदनिहन्ता शत्रुशर्मप्रहन्ता । व्यजयत वरमन्त्री भालणो रामसूनु ।

ગોપીનાથ આપણા કવિનો સમકાલીન હતો, તેથી તેનો પૂર્વજ

---

૧ બુદ્ધિપ્રકાશ, ફેબ્રુઆરી, ૧૯૦૩ ૨ Library Miscellany vol. 2 Nos 3-4

ભાલણમંત્રી ભાલણકવિ નો પુરોચાયી હોવો જોઇએ. કદાચ કોઇને એવી શંકા થાય કે, ગોપીનાથ સુરતનો વતની હતો, તેથી એ તરફ ભાલણ નામ પ્રચારમા હશે, પાટણ તરફ નહિ. તેના ઉત્તરમાં જણાવવાનું કે, ભાલણમંત્રીનો પિતા રામેશ્વર મૂળ વડનગરનો નાગર વતની હતો, પણ તેણે ત્યાંથી જઇ તાપી તટે સુરત વસાવ્યું હતું. [1]

આ ઉપરથી સુરત કયારે વસ્યું તેનો નિર્ણય થઇ શકે છે. ગોપીનાથ સં. ૧૫૩૮ ના દુષ્કાળ વખતે વિદ્યમાન હતો (જુઓ શ્લોક ૧૦૯ થી ૧૧૮), એટલે તેનો જન્મ સં ૧૫૦૦ પહેલા થયો હોવો જોઇએ. તેની છઠ્ઠી પેઢીએ રામેશ્વર થયો, તેથી એક પેઢીના ૨૫ વર્ષ ગણતાં તેનો સમય સં ૧૩૫૦ ની આસપાસ ધારી શકાય. સ. ૧૩૫૪ મા ગુજરાતનુ હિંદુ રાજ્ય પડયું, તે વખતે મુસલમાનોએ કરેલી ઉત્તર ગુજરાતની ખાનાખરાબીથી પાટણ, મોઢેરા અને સિદ્ધપુરની સાથે વડનગરની જાહોજલાલીનો પણ અંત આવ્યો હશે. એ સમયે 'નાગરકુલાલંકાર ચૂડામણિ' રામેશ્વર વડનગર મુકી સુરત તરફ ગયો હોય એ સંભવિત છે. એ ઉપરથી સુરતની સ્થાપના સં. ૧૩૬૦ ની આસપાસ થયલી હોવી જોઇએ.

આથી ભાલણ નામ પાટણ તરફ પ્રચારમા હતુ એમ સિદ્ધ થાય છે.

---

१ एक मंडनमस्ति भूमिवलये मत्पूर्वजैर्निर्मिता श्रीमद्वृद्धपुरीति चित्र घटना
रामास रामोग्रराम् ।
सूर्यसुताप्रवाहसुभगे तीरेंद्वराशेर्व्यधान्नाम्ना सूर्यपुर निजकृते सद्वैजय-तीमिव
॥ ३० ॥

સોલમા સૈકામાં ગુજરાતમાં થઇ ગયલા ભક્તકવિઓ ' એ નામના લેખમાં આ પ્રમાણે લખ્યું હતું —" નામ કંઇક વિચિત્ર છે. એવાં નામ બ્રાહ્મણોમાં જણાતાં નથી. કવિએ પોતે સંસ્કૃતનો અભ્યાસ કીધા પછી કલ્હણ, બિલ્હણ, સાયણ, બાણ, વગેરે નામો ઉપરથી પોતાનું નામ ભાલણ કદાચ રાખ્યું હોય ! ગોપીગોવિંદસંવાદમા 'ભાલણપ્રભુ રઘુનાથ ' દરેક પદમા આવે છે પ્રભુ રઘુનાથ ઈશ્વરના નામમાં તો વપરાય છે જ, પણ ' રઘુનાથ ' ગોવિંદને (કૃષ્ણ) લાગુ પડતું નથી, અને એવા નામોની પસંદગી કરવામાં હમેશાં કવિઓ પોતાનું પણ કાઇક ગણી જાય છે. તો કવિનું નામ અસલ કદાચ આવું કાઇક હોય તો કોણ જાણે ! " ૧

આમા ભાલણના જીવન અને ગ્રંથોના અપચરિચને લીધે ' રઘુનાથ ' સબંધી કરેલા તર્કની હસનીયતા વિષે તો કંઇ કહેવાની જરૂર નથી. પણ પ્રશ્ન એ છે કે બ્રાહ્મણોમાં પહેલા ભાલણ નામ હતા કે નહિ ? પહેલા તેવા નામો હતા જ, એ સંબંધી પ્રમાણ મળ્યું છે સ્વ ચીમનલાલ દલાલે સંસ્કૃત वगवर्णन નામનું કાવ્ય પ્રગટ કરેલું છે. ² એમા મહમુદ બેગડાના સરદાર સુરતનુ ગોપી તલાવ ખોદાવનાર ગોપીનાથ ( મલીક ગોપી , ના વંશનું વર્ણન છે ગોપીનાથની પાચમી પેઢીએ થયલા પૂર્વજનું નામ ભાલણ જણાવ્યું છે. જુઓ, શ્લોક ૩૫,—

मदनमदनिहन्ता शत्रुशर्मप्रहन्ता । व्यजयत वरमन्त्री भालणो रामसूनु ।

ગોપીનાથ આપણા કવિનો સમકાલીન હતો, તેથી તેનો પૂર્વજ

---

૧ બુદ્ધિપ્રકાશ, ફેબ્રુઆરી, ૧૯૦૩ ૨ Library Miscellany vol. 2 Nos 3-4

ભાલણમંત્રી ભાલણકવિ નો પુરોગામી હોવો જોઇએ. કદાચ કોઇને એવી શંકા થાય કે, ગોપીનાથ સુરતનો વતની હતો, તેથી એ તરફ ભાલણ નામ પ્રચારમાં હશે, પાટણ તરફ નહિ. તેના ઉત્તરમા જણાવવાનું કે, ભાલણમંત્રીનો પિતા રામેશ્વર મૂળ વડનગરનો નાગર વતની હતો, પણ તેણે ત્યાથી જઇ તાપી તટે સુરત વસાવ્યું હતું.[1]

આ ઉપરથી સુરત ક્યારે વસ્યું તેનો નિર્ણય થઇ શકે છે. ગોપીનાથ સં. ૧૫૩૮ ના દુષ્કાળ વખતે વિદ્યમાન હતો (જુઓ શ્લોક ૧૦૯ થી ૧૧૮); એટલે તેનો જન્મ સં. ૧૫૦૦ પહેલા થયો હોવો જોઇએ. તેની છઠ્ઠી પેઢીએ રામેશ્વર થયો, તેથી એક પેઢીના ૨૫ વર્ષ ગણતા તેનો સમય સં ૧૩૫૦ ની આસપાસ ધારી શકાય સં. ૧૩૫૪ મા ગુજરાતનું હિંદુ રાજ્ય પડ્યું, તે વખતે મુસલમાનોએ કરેલી ઉત્તર ગુજરાતની ખાનાખરાબીથી પાટણ, મોઢેરા અને સિદ્ધપુરની સાથે વડનગરની જાહોજલાલીનો પણ અંત આવ્યો હશે. એ સમયે 'નાગરકુલાલંકાર ચૂડામણિ' રામેશ્વર વડનગર મુકી સુરત તરફ ગયો હોય એ સંભવિત છે એ ઉપરથી સુરતની સ્થાપના સં. ૧૩૬૦ ની આસપાસ થયલી હોવી જોઇએ.

આથી ભાલણ નામ પાટણ તરફ પ્રચારમા હતું એમ સિદ્ધ થાય છે.

---

१ एकं मंडनमस्ति भूमिवलये मत्पूर्वजैर्निर्मिता श्रीमद्वृद्धपुरीति चित्र घटना रामास रामोग्रराम् ।
सूर्यसुताप्रवाहसुभगे तीरेंकुराशेर्व्यवान्नाम्ना सूर्यपुरं निजकृते. सद्वैजय-तीमिव ॥ ३० ॥

કવિના બાલ્યકાળ વિષે હકીકત મળી શકતી નથી. તેણે ગુજરાતી, સંસ્કૃત અને વ્રજભાષાનો સારો અભ્યાસ કર્યો હતો એમ તેના કાવ્યો વાચવાથી જણાય છે. પણ તે નાનપણે કે પ્રેમાનંદ અને દયારામ પેઠે મોટી ઉમ્મરે એ કહી શકાતુ નથી. તેનો પિતા વિદ્વાન હતો, અને તેની પાસે ભાલણે અભ્યાસ કર્યો હતો એવું કહેવામા આવે છે, પણ તે માટે કશો એ આધાર નથી. [1]ભારતીએ પણ એ સંબંધી કંઇ જણાવ્યું નથી.

બાલ્યકાળ

ભાલણની યુવાવસ્થા સંબધી જો કઇ હકીકત મળી હોય તો તેના વિષેની દન્તકથાઓ છે એ દંતકથાઓ નારાયણ ભારતીએ પોતાના લેખમાં એકઠી કરી છે. તે તેમના શબ્દોમા જ આપવી ઠીક છે.

યુવાવસ્થા.

૧ "ભાલણ એક રોજ સવારમા પોતાના ઘરના ઓટલા ઉપર લીંબડાનું દાતણ કરતો હતો તે વખતે એક ઉન્મત્ત સાધુ આવીને બોલાવા લાગ્યો કે—તે મહારાજ અને પ્રભુપદ ધારણ કર્યું છે તે મુકી દે અથવા શક્તિ બતાવ. આવુ સાભળીને સાધુના બોલવા સામે કંઇ લક્ષ ન દેતા દાતણની બે ચીરી કરી તે પૈકી એક ચીરી પોતાના ઘર આગળના ચૉકમા ફેંકી અને બીજી ચીરી તોડીને રસ્તામાં નાખ્યા પછી ચૉકમા નાખેલી ચીરીને જમીનમા ઉભી ઘાલવા સૂચના કરી. તે પ્રમાણે કરવામા આવ્યુ એટલે થોડા વખતમા તે નવપલ્લવ થવા લાગી, ને જેમ જેમ દિવસ લાગતા ગયા તેમ તેમ તે ચીરી વૃક્ષના આકારમા વૃદ્ધિ પામવા

---

૧ પ્રાચીન કાવ્યમાળા અક ૧૧, કવિચરિત્ર તથા સાક્ષરમાળા.

લાગી ને છેવટે તેનું મોટું વૃક્ષ થયું. લીંબડો સંવત્ ૧૯૦૫ ની સાલમાં જીર્ણ થઇ પડી ગયો તે વાત ઘણા લોકોના જોવા જાણુવામાં છે."



આગળ દર્શાવેલા સામાન્ય પૌરાણિક મતનો હશે,[1] અથવા પ્રથમ શાક્ત અને પછી શૈવ થયો હોય. પણ એટલું તો ખરૂં કે, પૂર્વ વયમાં તે વૈષ્ણવ તો ન હતો તેણે જુદા જુદા દેવદેવીઓ સંબધી કાવ્યો રચ્યા છે, તે ઉપરથી તેને અદ્વૈત મતનો ધારવામા આવે છે,[2] પણ એના કોઇ ગ્રથમા તેનુ એ શાકરવાદ તરફ વલણ જણાતુ નથી.[3] નારાયણ ભારતીએ ' परसोत्तमकृत क्रमतत्व ' નામનું બહુ જ અશુદ્ધ સસ્કૃત અષ્ટક પોતાના લેખમા ભાલણનુ કહી આપ્યું છે, પણ એ એની જ કૃતિ છે, તેમ સાબીત કર્યું નથી બીજા કોઇ ' પરસોત્તમ 'ની એ કૃતિ કેમ ન હોય ? ભાલણ જેવો પડિત કવિ એવુ ક્ષુલ્લક અષ્ટક લખે અથવા તો લખીને રહેવા દે એ માની શકાતું નથી[4]

ઉત્તરવય.

પૂર્વવયમા તેનું ધાર્મિક મતવ્ય ગમે તે હોય પણ તે ઉત્તર વયમા તો રામભક્ત-વૈષ્ણવ થયો હતો, એમ સ્પષ્ટ માલૂમ પડે છે. ભાલણના ગ્રથોના

---

૧ જુઓ પ્રકરણ ૧

૨ પ્રાચીન કાવ્યમાળા અક ૧૧, કવિચરિત્ર તથા સાક્ષરમાળા.

૩ કાદબરીમા ભાલણે ' અહકાર તે જેહની બ્રહ્મજ્ઞાન ' એવો એક નવો શ્લેષ યોજ્યો છે, પણ ' બ્રહ્મજ્ઞાન ' તે માત્ર અદ્વૈતમતનુ જ ગણી શકાય નહિ, તેમ જ વેદાન્તનુ જ્ઞાન હોવુ તે અને અમુક મત સ્વીકારવો એ બે જુદી બાબતો છે

૪ ભારતી પોતે પણ એ અષ્ટકના કર્તૃત્વ બાબત શકાશીલ છે " પણ સશય એટલો જ છે કે,—આ પાનુ ખુદ ભાલણના હાથ અક્ષરનુ હોય તો પૂર્વના પડિતોને લખવાનો મહાવરો ન હતો, તે જ રીતે આજના ઘણુ પડિતોને પણ છે, અને ભાલણના બોલવા ઉપરથી કોઇ શીખાઉ માણસે લખ્યુ હોય તો અશુદ્ધ થાય એમા નવાઇ નથી " ( પૃ ૭ )

બે વિભાગ પડે છે. એકમા ' ભાલણ પ્રભુ રઘુનાથ ' એમ દરેક કડવાને અન્તે જોવામાં આવે છે, અને બીજામાં છે નહિ. પ્રથમના ગ્રંથોની પરિપકવ વિદ્વત્તા જોતાં તે તેની ઉત્તર વયના હોવા જોઇએ. એ ઉપરથી કહી શકાય છે કે, તેણે ઉત્તર વયમા મર્યાદા પુરૂષોત્તમ શ્રીરામચંદ્રજીની ભકિતનો સ્વીકાર કર્યો હતો રામબાલચરિતના પદોને અંતે ' ભાલણ પ્રભુ રઘુનાથ માહારો મુકિતનો દાતાર ', ' ભાલણ ભવભવ ભજશે ચેણ ', ' ભાલણ પ્રભુ રઘુનાથ માહારો સદાએ રહે સગ, ' આદિમાં તેની રામની અતુલ ભકિત જણાય છે દશમસ્કંધના કૃષ્ણચરિત્રમાં પદે પદે તેણે રામનામનું જ સંકીર્તન કર્યું છે એક પદમા તો તેણે કૃષ્ણને રામસ્વરૂપે ભજવાનો, તેના અનુયાયી ગોસ્વામી તુલસીદાસ પ્રમાણે, ભાવ દર્શાવ્યો છે જુઓ પદ ૧૧૧ ની છેલ્લી લીટી·—

' ભાલણજન ગુણગાન કરે તે સીતાપતિ જાણી '

આથી સિદ્ધ થાય છે કે, તેને પાછલી વયમા રામનામની રઢ લાગી હતી. ભાલણના સમયમા રામાનન્દી સપ્રદાય બહુ જામી ગયો હતો, એમ પ્રથમ પ્રકરણમા જણાવ્યુ છે. વખતે તેણે એ સપ્રદાયની દીક્ષાનો સ્વીકાર કર્યો હોય, પણ તે સંબંધી કંઇ પ્રમાણ મળ્યુ નથી.

મોઢ જ્ઞાતિના કુલદેવ શ્રીરામચંદ્રજી ગણાય છે અને પાટણમાં રઘુનાથજીનુ એક મદિર એ નામના એક મહોલ્લામા છે. તેના સેવક મોઢ બ્રાહ્મણો અને વાણીઆ છે ભાલણ મોઢ બ્રાહ્મણ હોવાથી તેણે પોતાના કુલદેવની ભકિત પોતાના કાવ્યોમા દર્શાવી હોય, પણ એથી એ દેવનો અનન્ય ઉપાસક થયો હતો એમ કહેવાય નહિ એમ દલીલ કરવામા આવે. પરંતુ, તેના ઉત્તરમા કહેવાનુ

કે, રામભક્તિનું સૂચન તેના **તમામ** ગ્રંથોમા નથી, માત્ર પાછલી વયના કેટલાક ગ્રંથોમાં છે. જો તેણે પોતાના કુલદેવના નામનો નિર્દેશ માત્ર કર્યો હોય તો તે બધા ગ્રંથોમા કરે, થોડામા નહિ. આથી તે ઉત્તરવયમાં રામભકત થયો હતો એ અનુમાનને બાધ આવતો નથી.



ભાલણની સમાધ.

ભાલણે ઉત્તરવયમા સન્યસ્ત લીધુ હતું એવી લોકવાયકાનો ભારતી ઉલ્લેખ કરે છે, પણ તેના સમર્થનમાં કંઇ પ્રમાણ આપતા નથી. તેમણે લખ્યુ છે

સન્યસ્ત

કે, તેણે જીવતા સમાધિ લીધી હતી અને તેની તથા તેના ગુરૂની સમાધો પાટણથી બે માઇલ દૂર આવેલી હરિહર મહાદેવની જગ્યામા છે.[૧] એના સંન્યસ્ત સંબંધી એક મોઘમ પ્રમાણ હાથ આવ્યું છે. તેના પુત્ર ઉદ્ધવના રામાયણના પ્રારંભમા આ પ્રમાણે વચન છે —

"મધુસૂદન આશ્રમ મન્યામી, મમરી તેનુ નામ,
પિતાને પ્રેમે પ્રણામ કરીને ગાવા હરિગુણ ગ્રામ"

આમા પિતાની સાથે મધુસૂદનાશ્રમ નામના સંન્યાસીનું નામ લીધુ છે. તે કદાચ ભાલણને ઉદ્દેશીને પણ હોય જો એ તર્ક ખરો હોય તો ભાલણના સન્યસ્તનુ પ્રમાણ મળેલુ ગણી શકાય અને એના ચતુર્થ આશ્રમનુ નામ મધુસૂદનાશ્રમ હશે એમ ધારી શકાય. પણ એ વચન સદિગ્ધ છે, વિશેષ પ્રમાણ અપેક્ષિત છે.

ભાલણના ગુરૂનુ નામ પરમાનંદ કે સદાનંદ હોવાનું અનુમાન નારાયણ ભારતીએ કર્યું છે. પરમાનંદ સબધી એટલું જ લખ્યુ છે કે, "ભાલણની ગાદીથી

કવિનો ગુરૂ

દક્ષિણ બાજુએ તેના પરમ પવિત્ર ગુરૂ પરમાનંદ સંન્યાસીની

---

૧ પુરૂષોત્તમ મહારાજની સમાધ નામથી ઓળખાતી આ સમાધ મેં જોઇ છે પણ તેના ઉપર કંઇ લેખ જણાતો નથી આસપાસની બીજી સમાધો કરતા તે બહુ મોટી છે. દરસાલ આષાઢી પૂર્ણિમાએ તેની પૂજા મજમુદાર કુટુબ તરફથી થાય છે. જુઓ સમાધનુ ચિત્ર.

ગાદી છે. તેના ઉપર પણ પરમાનંદની ચાખડીઓ પૂરા આકારમા પડી છે. " પરતુ, પાછું તરત જ લખે છે કે, ' પણ તે ઘણી જૂની હોય એમ જણાતું નથી. ' આવા[1] શ્રદ્ધાશીલ લેખકે આમ લખ્યુ છે, ત્યારે તો તે ગાદી આધુનિક જ હશે એમ લાગે છે. એથી પરમાનદ સબધી બહુ સશય રહે છે

સદાનંદ સબંધી કઈક પ્રમાણ આપ્યુ છે પણ તે એ આભાસરૂપ છે. એક છુટક પાના ઉપરનુ પદ, જેને તેઓ 'જકરી' કહે છે, તે પોતાના લેખમા ઉતાર્યું છે તેની અતની પંક્તિમાં સદાનંદ સાગર નામ છે.

सुग्यतनीत (?) सदानन्दसागर आनन्द होये हृदसमाने
शिव भैरवके नाममें पूरणब्रह्म प्रियानाम को स्वामिमाने (?) ॥

આમા સદાનદ આ પદના કર્તાના નામવાચક છે, એમ માની લેઈને જ આગળ ચાલીશુ. આ ' શિવભૈરવ ' ના ઉપાસક સદાનદને ભાલણના ગુરૂ માનવાને જે પ્રમાણ આપવામા આવ્યુ છે, તે બહુ નબળુ છે ઉપરના પદની નીચે ત્રણ ગુજરાતી દુહા છે,

૧ શ્રદ્ધાશીલતાના ઘણા નમૂના ભાગ્નીના લેખમા છે. તર્કના તરગો પણ વેગથી દોડાવ્યા છે એક જ દૃષ્ટાંત જોવાથી ખાતરી થશે એક પતરા ઉપરના યત્રમા લખેલા અક્ષરો મ ન ની લખ્યુ છે. " બારીક તપાસ કરતા તે પ્રાચીન વખતની મસ્કત લિપિમા યત્રો લખ્યા હોય એમ લાગે છે × × × × આ અક્ષરો અશોક અને ચદ્રગુપ્તના વખતના લેખોને કિચિત્ મળતા હોય એમ લાગે છે. પણ મારા માનવા પ્રમાણે તો તે કરતા એ પ્રાચીન દેવનાગરી હોવી જોઈએ અને તે વેદોક્ત મત્ર હોવાનો પુરાવો તેજ યત્રમા બે દેવીઓની મૂર્તિઓ છે તેના મુખારવિંદો મનુષ્યાકૃતિના છે." આ વિષે ટીકાની જરૂર નથી

તેમાંથી છેલ્લાની છેલ્લી પંક્તિમા પુરૂષોત્તમના નામની છાપ છે. જુઓ,

'ચૌદ વિદ્યા સમારની પંદર વિદ્યા સોહમ;
તે વિદ્યા પ્રભુ[1] આપજો ઈમ કહે પુરૂષોત્તમ"

ભાલણે દોહરામા કરેલી કોઈ કવિતા મળી નથી, તેનુ નામ પુરૂષોત્તમ હોવા સબંધી કોઈ નિર્ણયકારક પ્રમાણ હાથ લાગ્યું નથી, કદાચ તેનું અપરનામ પુરૂષોત્તમ હોવાની વાત ખરી હોય, તો પણ આ દુહાનો લખનાર પુરૂષોત્તમ તે ભાલણ–પુરૂષોત્તમ છે એમ ચોક્કસ માની શકાય નહિ ઘડીભર આ દુહા ભાલણની કૃતિ માની લઈએ, તો પણ પરિણામ શુ આવે છે ? તેણે કોઈ હિંદી પદના નીચે ત્રણ દુહા લખ્યા એથી એ પદ લખનારને પોતાનો ગુરૂ માની લીધો, એમ કોઈ રીતે ફલિત થઈ શકતુ નથી. આથી આ સોહમ્–ઉપાસક ( ગોસાઇ ? ) પુરૂષોત્તમ જેમ ભાલણ હોઇ શકતો નથી, તેમ એ સદાનદને પણ તેનો ગુરૂ હોવાનો સભવ નથી.[1] એ જોગી સદાનદને આપણા ગોસાઇ લેખક તો પરમહંસ દશા સુધી ચઢાવી દે છે !

---

૧ ભાલણના બીજી વખતના નળાખ્યાયમા આટલુ છે –
" ગુરૂકૃપાએ કવિતા સાગરમા આવે ભરતી ઓટજી
દ્વય કર જોડી ભાલણ વિનવે, કરે કૃપા સંત મહંતજી '

*　*　*

આમા ' સાગર ' શબ્દ ગુરૂ પછી છે, અને છેવટે ' સંત મહંત ' લખ્યું છે, હવે જો ' સાગર ' મા ગુરૂના નામનુ ગર્ભિત સૂચન હોય તો એ શબ્દ ગુરૂના નામવાચ્ય ગણી શકાય, પણ એ બહુ તાણીતુશીને કાઢેલુ પ્રમાણ ગણાય, ખાતરી લાયક નહિ; અને તેમાથી એ 'સદાનદ' તો નીકળતુ નથી જ.

ભાલણે પોતાના ઘણા ગ્રંથોના આરંભમાં અને સમાપ્તિમા ગુરૂનું સ્મરણ કર્યું છે, પણ 'ગુરૂનું નામ શિષ્યે પ્રકટ ન લેવું,' એ પ્રાચીન પ્રણાલિકાને અનુસરી તેનું નામ જણાવ્યું નથી. એથી એ વિષયમાં તો આપણે હાલ અંધારામાં જ છીએ.

દંતકથાઓ ઉપરથી જણાય છે કે, ભાલણે પોતાની હયાતીમા જ મહારાજ પદ ધારણ કર્યું હતું અને તેની અદ્‌ભુત શકિતની ખ્યાતિ ફેલાઇ હતી, પણ તેના ગ્રંથો ઉપરથી તો માલૂમ પડે છે કે, તેને પ્રબળ વિરોધની સામા થવુ પડયું હતું આ વિરોધનુ પ્રથમ દર્શન તેણે બીજી વખતે લખેલા નળાખ્યાનમા થાય છે.

**કવિ અને જનસમાજ**

"ગાધીને કહેવુ મરી માટે, મૂર્ખ ન જાણે મરીના ખોટજી

× × × × × ×

કુડા કર્મીને કુડુ હોશે, મુખીઆને હોય સુખજી

દશમસ્કંધ રચ્યો તે વખતે વિરોધ ઘણો વધે છે.

"ખળ જોવાને જાયે દોષ કવિ કહાવ્યા માટે મનરોષ

મર્મ મન કેરો જે લહે, સાધુ હોય તે તો ગુણ ગ્રહે

દૂષણ દેવા જે મન કરે તે આહે[1] આવી ઉચરે

ભાલણ કહે દેખાડીશ વ્યકત,[2] ઉત્તર દેવા છે મુજ શક્ત[3]" (પૃ. ૩૧૦)

ઉપરનો ઉતારો બતાવે છે કે, ભાલણની કવિતાના ખરા ખોટા ટીકાકારો પણ તે વેળા હતા[4] કેટલાકનું માનવું છે કે, ભાલણે પોતાને કવિપદ લગાડયું નથી, પણ એ યથાર્થ નથી[5] અલબત્ત ટીકાકારોના આક્ષેપને લીધે આરંભમાં તે કવિપદ

૧–૨–૩. આ પાઠ મે કલ્પ્યા છે. પ્રકટપાઠ—૧ માહે ૨. વ્યકિત. ૩. શકિત. ૪. પ્રાચીનકાવ્ય ત્રિમાસિક, વર્ષ ૩; પ્રાચીન કાવ્યમાળા અં. ૧૧.

વારણ કરતો નથી, પણ તેની ખ્યાતિ જામે છે ત્યારે એ બાધ દૂર ફેંકી દે છે. દૂષણ ખોળનારા ટીકાકારો ઉપરાંત ભાલણના કાવ્યના ગુણપૂજકો પણ તે કાળે હતા. 'સાભળવા કરે મન' (મૃગીઆખ્યાન), 'મુગ્ધ રસિક સાભળવા ઇછિ' (કાદંબરી), એમ જે તે કહે છે તે એ વર્ગને ઉદ્દેશીને.

કુટુંબ.

કવિના કુટુંબનાં માણસોમાં માત્ર તેના ત્રણેક પુત્રોના નામ જણાયા છે. તેના બાપનું નામ સંગળજી હતું એમ નારાયણ ભારતી લખે છે, પણ તે માટે આપેલો કાગળનો પુરાવો ગ્રાહ્ય થઇ શકે એવો નથી, એમ પાછળ બતાવ્યુ છે. તેના પેઢીનામાની અવિશ્વસનીયતા સબંધી વિવેચન હમણા કરીશું. કવિની માતાનુ નામ પણ જણાયુ નથી, તો તેની સ્રી અને કુટુંબના બીજા સીજનોના નામ તો કયાથી જ જણાય ? દશમસ્કંધના એક વચન ઉપરથી કઇક એમ જણાય છે કે, તેના કુટુબના માણસો (ખાસ કરીને સ્રીવર્ગ) સાહિત્યરસિક હશે, કેમકે રૂકિમણીવિવાહને અંતે આમ લખે છે —

"વરઘડ ન જમ્યા, ગોરવ ન હવો, કોય ન પહોતી ખાત
× × × ×
ગુરૂ બ્રાહ્મણ પૂજા નવ પામ્યા, કૌતિક કુલ આચાર.
રૂક્મિણીને વિવાહે સંતોખાણો નહિ પરિવાર.
તે માટે વિવાહ વિસ્તારે સતભામાનો ભાખુ" (પૃ ૨૮૪-૮૫)

આમાં રૂકિમણીનું કૃષ્ણે હરણ કર્યું તેથી યાદવકુળને લ્હાવો ન પીત્યો એમ જણાવવાની સાથે કવિએ ગર્ભિત રીતે એમ પણ

દર્શાવ્યું છે કે, રૂકિમણીનો વિવાહ પોતાને હાથે ટુંકો લખાયો અને તેમા લગ્નના રીતરિવાજોનું વર્ણન ન આવ્યુ, તેથી તેના પોતાના પરિવારને સંતોષ ન થયો એટલે તેની ખોટ પૂરવાને સત્યભામાનો વિવાહ તેણે બીજાં પુરાણો તથા હરિવંશને આધારે વિસ્તારથી લખ્યો.[1] રૂકિમણીના વિવાહથી માત્ર યાદવકુળને સંતોષ ન થયો એમ કહેવાનો કવિનો ઉદ્દેશ હોત તો સત્યભામાનો વિવાહ બીજા પુરાણોનો આધાર લઇને બહુ વિસ્તારથી લખવાનુ કંઇ પ્રયોજન ન હતું. ભાગવત પ્રમાણે લખ્યો હોત તો ચાલત રૂકિમણી વિવાહની છુટક હાથપ્રતો મળે છે, એ ઉપરથી જણાય છે કે, પ્રથમ તેણે એ આખ્યાન જુદું રચ્યું હશે, પણ પાછળથી દશમસ્કંધ રચ્યો તેમા જોડી દીધુ હશે, અને પોતાના કુટુંબના સ્ત્રીવર્ગને તેનાથી સતોષ ન થવાને લીધે, સત્યભામાના વિવાહમા વિસ્તાર કર્યો હશે

ભાલણના કાવ્યોમા વાત્સલ્યભાવનો જે રસાબ્ધિ ઉછળી રહ્યો છે અને તેમા તેણે બાળસ્વભાવનુ જે અપૂર્વ દર્શન કરાવ્યુ છે, તે સ્વ–અનુભવ વિના કાવ્યમા ઉતરવુ સંભવિત નથી. આથી આપણે એવો તર્ક કરી શકીએ છીએ કે, તે અતિશય કુટુંબવત્સલ હોવો જોઇએ.

પુત્રો.

ભાલણના ત્રણ પુત્રો અત્યાર સુધી જાણવામા આવ્યા છે. ઉદ્ધવ, વિષ્ણુદાસ અને ચતુર્ભુજ. કવિ પિતાના આ ત્રણે પુત્રો કવિ હતા. ચતુર્ભુજનું

[1] " કથા જે ભાગવતે બોલી, હરિવંશે વિસ્તાર
અન્ય પુરાણતણું સર્વ આણી આણી એકે ઠાર."
(દશમસ્કંધ પૃ ૨૮૪)

કોઇ પુસ્તક હાથ લાગ્યું નથી. 'મોઢેરા પુરાણ' ના તેના કાવ્યરૂપ અનુવાદના કેટલાક પાના નારાયણ ભારતીને મળ્યા હતાં, તેમાંથી થોડી કડીઓ પોતાના લેખમાં ઉતારી છે. પરંતુ, એમા ચતુર્ભુજનું નામ જણાતું નથી. કદાચ એમની પાસેનાં બીજાં પાનામા હશે એ ગ્રંથ કંઇ જોવામા આવતો નથી. કદાચ મળી આવે તો તે વિષે ચોક્કસ મત બાંધી શકાય. ભાલણના દશમસ્કંધમા કોઈ ચતુરંગદાસના નામનું એક પદ છે, તે અને ચતુર્ભુજ એક હશે ?

ઉદ્ધવનું રચેલું સુંદરકાંડ સુધીનું રામાયણ મળે છે. વિષ્ણુદાસે રચેલા ઉત્તરકાંડની પણ ઘણી પ્રતો જોવામાં આવે છે. પણ એ બેના વચમા સં. ૧૬૮૭ માં કોઇ મધુસૂદને રચેલો યુદ્ધકાંડ પેશી ગયો છે. જે જે ચોપડાઓમાં આખું રામાયણ હોય છે, તેમા યુદ્ધકાંડ મધુસુદનના નામનો જ જોવામાં આવે છે. એ આખું રામાયણ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ પ્રાચીન કાવ્યમાળાના અનુભવી પ્રકાશકો પાસે સંશોધન કરાવીને પ્રકટ કરેલું છે. ઉત્તરકાંડની છેવટની પંક્તિઓમા તે સં. ૧૫૭૫ મા રચાયાનું જણાવેલું છે, પણ તેનાં તિથિ, વાર અને માસનો જ્યોતિષ ગણત્રીએ વર્ષ સાથે મેળ મળતો નથી. ૧ વિષ્ણુદાસ સંસ્કૃત જાણતો ન હતો એમ લાગે છે. કારણ કે, ઉત્તરકાંડના આરંભમા લખે છે કે 'ભટ્ટ બાળકૃષ્ણની કૃપાથી આ ગ્રંથ પૂરણ થાય " એ ઉપરથી અનુમાન કરી શકાય છે કે, તેણે બાળકૃષ્ણ નામના કોઇ શાસ્ત્રી કે પુરાણી પાસેથી પહેલાં

---

૧ જુઓ પરિશિષ્ટ.

કથા સાંભળીને પછી તે કાવ્યમાં ઉતારી હશે.[1] ભાલણના દશમસ્કંધમાં કોઈ વિષ્ણુદાસના નામના વ્રજભાષાનાં કેટલાંક પદ જોવામા આવે છે. એ કદાચ આ વિષ્ણુદાસના પણ હોય, કેમકે એ નામનો કોઈ કવિ વ્રજભાષામાં થયો હોય એમ જણાતુ નથી. આ વિષ્ણુદાસ દરેક કડવાની અંતે પોતાને 'જનકુંઅર' કે 'રામજનકુંઅર' કહે છે, એ પોતાના રામભકત પિતાને અનુલક્ષીને હોવુ જોઈએ. ભાલણ પોતાને ઘણી વખત ભાલણજન કહે છે, જનનો અર્થ ભકત થાય છે.

ઉદ્ધવે સંસ્કૃત વાલ્મીકિ રામાયણ ઉપરથી ૪ કાડ રચ્યા છે એનું કવિત્વ ઉચા પ્રકારનું છે. તે સસ્કૃતનો સારો અભ્યાસી જણાય છે તે પોતાના કાવ્યના આરંભમા મધુસૂદનાશ્રમ નામના સન્યાસીનું નામ સ્મરણ કરે છે, એ એના પિતાને ઉદ્દેશીને હશે એમ પાછળ તર્ક કર્યો છે. એ મધુસૂદન તેનો ગુરૂ હોય, કેમકે 'શ્રી ગુરૂપદપંકજને સેવું ' એમ આરભમાં ગુરૂનુ જીદુ જ સ્મરણ કરે છે. ઉદ્ધવે બભ્રુવાહન આખ્યાન એ નામનુ એક બીજુ પણ કાવ્ય રચેલું મળી આવ્યું છે. તે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના સંગ્રહમા નં. ૧૯ ની હાથપ્રત છે. તેમા તે રચ્યાનું કે

---

૧ આ પ્રમાણે જે જે ગુજરાતી કવિઓ સસ્કૃતથી અનભિજ્ઞ હતા અને જેમણે પુરાણીઓ પાસેથી કથાઓ સાભળીને કાવ્યો લખેલા છે, તેમણે એ પુરાણીઓના નામનો ઉલ્લેખ કરેલો છે. મધુસૂદને યુદ્ધકાડમા ભીમજી વ્યાસનુ અને ખભાતના વિષ્ણુદાસે બાળકૃષ્ણ, ભૂધર અને વિશ્વનાથના નામ જણાવ્યા છે. એથી, વિષ્ણુદાસે પોતાના ગુરૂના ત્રણ નામ કેમ લખ્યા તેનો ખુલાસો થઇ શકે છે કેમકે જેમની પાસેથા જે કથા સાભળેલી તેમનુ ગુરૂ તરીકે નામ લખેલુ.

ઉતાર્યાનું વર્ષ જણાવેલું નથી. તેના આરંભની અને અંતની પંક્તિઓ આ પ્રમાણે છેઃ—

આરંભ–"ઉદ્ધવજન અતિ અલ્પ મતિ છે, કૃપા કરો ગોવિંદ"

અંત–"કર જોડીને કહે આનન્દે ભાલણસુત ઓધવદાસ.'

આ કાવ્ય મેં વાંચી જોયું છે. તે બહુ ઉંચા પ્રકારનું નથી ખંભાતના વિષ્ણુદાસ, હરિરામ, પ્રેમાનંદ, ભોજો, ભવાનીશંકર, આદિ કવિઓએ પણ એ વિષય ઉપર કાવ્યો લખ્યા છે, ને એ બધાનો ઉધ્ધવ પુરોગામી છે.

નારાયણ ભારતીએ કોઇ ભીમ ભાલણનો પુત્ર હોવાની કે તેના વંશમા થવાની કલ્પના કરી છે, પણ તે નિર્મૂળ છે. કારણ કે, એ ભીમ તે હરિલીલાવાળો એમ તેઓ ધારે છે.[1] પણ એ ભીમ તો ભાલણનો સમકાલીન હતો, અને પાટણનો વતની પણ ન હતો. પ્રાચીન કાવ્યમાળામાં (અંક ૧૧) 'ઉદ્ધવ ઉર્ફે ભીમભટ્ટ' લખ્યુ છે તે શા આધારે એ સમજાતું નથી. નરસિંહ મહેતાની સાથે વાદમાં ઉતરનાર ભીમ ભાલણનો પુત્ર હશે એમ પણ સંભવ જણાવવામાં આવે છે,[2] પણ હારમાળાનો પ્રસંગ સં. ૧૫૧૨ની

૧ નરસિંહ મહેતાની હારમાળામા જણાવેલા ભીમમા 'ભાલણના વંશનો આભાસ પડે એમ જણાય છે" એમ લખી એક સં. ૧૬૮૯ ની જન્મોતરીના એક કટકામા 'દવે વીરજી ભીમા' નામ જોઇ અટકળ કરી છે કે, 'વીરજીના બાપ ભીમનો જન્મ સોળકળા કર્તા ભીમ સાથે સંબંધ ધરાવે છે!" ભીમ ભાલણનો સમકાલીન હતો એ નારાયણ ભારતીના ધ્યાનમા રહ્યુ જણાતુ નથી. (જુઓ ભારતીનો લેખ, પૃ. ૧૯)

૨ કવિચરિત્ર, પ્રાચીન કાવ્યમાળા અં. ૧૧ એમા ભાલણનો જન્મ સં. ૧૪૯૫ મા કલ્પ્યો છે, તો તેની સત્તર વર્ષની ઉમરે (સં ૧૫૧૨) તેને એવડો પુત્ર શી રીતે હોઇ શકે કે જે નરસિંહ સાથે વિવાદ કરી શકે?

આસપાસ બન્યો, એ બીના ધ્યાનમા લઇએ તો તે ભાલણનો પુત્ર હોવો શકય નથી.

રામાયણના કર્તૃત્વ સબંધી વિચાર અહિં કરવો જોઇએ.

યુદ્ધકાંડનુ કર્તૃત્વ

સુંદરકાડ સુધીનુ રામાયણ ઉદ્ધવનુ અને ઉત્તરકાડ વિષ્ણુદાસનો એમાં તો સદેહ નથી. માત્ર યુધ્ધકાડ વિષે શંકા છે કારણ પ્રશ્ન એ થાય છે કે, સુદરકાડ સુધી ઉધ્ધવે રામાયણ લખી અધુરૂં મુકયુ તો વિષ્ણુદાસે યુધ્ધકાડ નહિ લખતા ઉત્તરકાડ કેમ લખ્યો ? એ માટે આટલા તર્ક થઇ શકે છે (૧) વિષ્ણુદાસે યુધ્ધકાડ લખ્યો હોય, પણ નાશ પામ્યો હોય (૨) ઉધ્ધવે લખ્યો હોય પણ તે એ કાળના મુખમાથી બચ્યો ન હોય (૩) બેમાથી કોઇએ ન લખ્યો હોય તે પાછળથી મધુસૂદને લખ્યો હોય પ્રથમનો તર્ક પ્રબળ જણાતો નથી, કેમકે વિષ્ણુદાસે બે કાડ લખી આખું રામાયણ પૂરૂ કર્યું તો તેમાથી પહેલો કે છેલ્લો નહિ અને વચલો કાડ શી રીતે નાશ પામે ? તેમ ઉધ્ધવનો યુધ્ધકાડ પણ નાશ પામે એ સંભવતુ નથી એ કાડ મધુસૂદનની કૃતિ હોય એમ પણ જણાતુ નથી, કેમકે તેને ખાસ યુધ્ધકાડ પસદ કરવાનુ શું કારણ ? અને આખું રામાયણ કેમ ન લખ્યું અગર આરભ કેમ ન કર્યો ? અને યુધ્ધકાડ જુદો નહિ રાખતા બને ભાઇઓના રામાયણની વચમા કેમ જોડી દીધો ? આથી એવા અનુમાન ઉપર આવી શકાય છે કે, યુધ્ધકાડ એ મધુસૂદનની કૃતિ નથી, તેમ વિષ્ણુદાસની પણ નથી, પરંતુ ઉધ્ધવની છે તેના કારણો આ પ્રમાણે છેઃ—(૧) જેમ વિષ્ણુદાસ દરેક કડવાને અંતે પોતાને 'જન કુંઅર' કહે છે,

તેમ ઉધ્ધવ કહેતો નથી, અને યુધ્ધકાંડમા પણ તેમ નથી, (૨) ઉધ્ધવના પ્રથમના ૪ કાડની શૈલી અને યુધ્ધકાડની શૈલી એક પ્રકારની છે, ઉત્તરકાડની શૈલી તેથી નોખી છે (૩) ઉત્તરકાડનો રચનાર સંસ્કૃતથી અનભિજ્ઞ હતો તથા મધુસૂદનને પણ સસ્કૃતનુ જ્ઞાન ન હતું એમ તે પોતે જ કબુલ કરે છે [1] જ્યારે યુદ્ધકાડના રચનારને સંસ્કૃતનુ સારૂ જ્ઞાન હોવુ જોઇએ એમ તે વાચવાથી લાગે છે, (૪) યુદ્ધ-કાંડનું મંગળાચરણ ઉદ્ધવના કાડોને મળતું છે, (૫) ઉદ્ધવના કાંડોના દરેક કડવામા જેમ ૫૦ ની સંખ્યા છે, તેમ યુદ્ધકાડમાં પણ છે; ઉત્તરકાડમા એવો મેળ નથી, (૬) યુદ્ધકાડના આરભમાં લખ્યુ છે કે, 'સુંદરકાડ થયું પરિપુરણ, યુદ્ધ કહેવા સુજ મન' એ ઉપરથી જણાય છે કે, યુદ્ધકાડ પણ સુદરકાડ લખનારની જ કૃતિ હોવી જોઇએ આ કારણોથી મારૂં એમ ધાર્વુ છે કે, યુધ્ધ-કાડ, આખો નહિ તો, તેનો મોટો ભાગ ઉધ્ધવની કૃતિ છે અને મધુસૂદને તે આખોએ અથવા તો સહેજ અધુરો ભાગ સ. ૧૬૮૭ મા પૂરો કરીને પોતાને નામે ચઢાવી દીધો છે. ઉધ્ધવે રામાયણનો આરભ કર્યો ત્યારે ભાલણ જીવતો હતો, (કદાચ ત્યાગ દશામા), કેમકે તે 'પિતાને પ્રેમે પ્રણામ કરીને' આરભ કરે છે 'પ્રણામ' શબ્દ છે એ હયાતી બતાવે છે, જો તેમ ન હોત તો 'સ્મરણ' શબ્દ લખત. વિષ્ણુદાસે ઉત્તરકાડ લખ્યો તે વખત ભાલણ અને ઉધ્ધવ જીવતા નહિ હોય, કેમકે જો એ જીવતા હોય તો ઉત્તર-

---

૧ "ત માહે એક ભીમજી, યુદ્ધકાડ ન ભળાવ્યુ સાર.
પ્રાકૃત ભાષાએ સુણીને કહ્યુ મધુસૂદન." (યુદ્ધકાડ–સમાપ્તિ).
રવ ભારતી યુદ્ધકાડનો રચનાર ભીમ જાણે છે, એ ભૂલ છે ભીમે તો માત્ર મધુસૂદનને સસ્કૃતનો અનુવાદ કરી સભળાવ્યો હતો.

કાંડની કથા સાંભળવા બાળકૃષ્ણ ભટ્ટનો આશ્રય લેવાની તેને જરૂર પડે નહિ; અને ઉધ્ધવ હોત તો તેને ઉત્તરકાંડ લખવાની કડાકુટ પણ શા માટે કરવી પડે? એ તો ઉધ્ધવ યુધ્ધકાંડ સુધી રામાયણ લખીને મરી ગયલો, તે વિષ્ણુદાસને અધુરૂં લાગવાથી, પૂરૂં કરવાના ઉદ્દેશથી, પોતે સંસ્કૃત જાણતો ન હતો તેથી, બીજા કનેથી કથા સાંભળીને ઉત્તરકાંડ લખી, ભાઈએ આરંભેલા કામની સમાપ્તિ કરી તે સમાપ્તિમાં ' પૂર્ણ ગ્રંથ ઈતિહાસ ' એમ કહે છે, તે આખા રામાયણને અનુલક્ષીને છે.

**કવિનો વંશ**

નારાયણ ભારતીને ભાલણના વંશ સંબંધી આવી માહિતી મળી હતી, મંગળજીને બે પુત્ર હતા, ભાલણ કિંવા પુરૂષોત્તમ અને આદિત્યરામ. એમાં ભાલણનો વંશ ચાલ્યો નથી આદિત્યરામનો પુત્ર નવલરામ અને તેનો અવલરામ થયો અવલરામને બે પુત્ર હતા, વૈજનાથ અને વિશ્વનાથ વૈજનાથનો પુત્ર સિદ્ધનાથ સિદ્ધનાથની પુત્રી શિવકુંઅર અને એ બાઈનો પુત્ર હરગોવિંદ એ બે જણ ભારતીના લેખ વખતે (ઇ. સ ૧૮૮૭) હયાત હતા, અને ભાલણનું ઘર હરગોવિંદના કબજામાં હતું ઉપર જણાવેલા વિશ્વનાથનો પુત્ર શિવનાથ પણ તે સમયે ૭૦ વર્ષની ઉમ્મરે ઔરંગાબાદમાં જીવતો હતો.

અમદાવાદમાં એક લવામાં ભાલણના વંશનું પેઢીનામું રજૂ થયું હતું, તે રા રા કેશવલાલ ધ્રુવે મને ઇ. સ. ૧૯૧૫ ના જુલાઇ માસમાં ઉતારી મોકલ્યું હતું. એમાં તો આદિત્યરામને નિર્વંશ ગયલો કહી ભારતીએ જણાવેલી પેઢીઓ ભાલણની ચાલી

છે, એમ લખ્યું છે ' એ પેઢીઓ ઉપરાંત તેમાં તે વખતની હયાત પેઢીઓ પણ ઉમેરેલી છે. હરગોવિંદની માતાનું નામ ભારતીએ શિવકુઅર જણાવ્યું છે, જ્યારે આ પેઢી નામામા વિજકોર છે! ૧૯૧૫ માં હરગોવિંદની વિધવા સ્ત્રી અને તેની બે પુત્રીઓ સરસ્વતી અને ભાગીરથી અને ઉપરના શિવનાથની દીકરી નાનીનો દીકરો નારણશંકર એટલા હયાત હતા, હાલ એ વંશમાં કોણ છે, તેની માહિતી નથી.

આ પેઢીનામૂ બહુ સંશય પડતું છે. ચારસો વર્ષના ગાળામાં આટલી જ પેઢીઓ થાય એ કોઈ રીતે સંભવતુ નથી; ભારતીએ આપેલા પેઢીનામામા અને દાવામા રજૂ થયલી હકીકતમા મહત્વનો ફેર છે, અને ભાલણના પ્રસિદ્ધ પુત્રોના નામ તો બેમાથી એકેમાં જણાવ્યા નથી ભારતીએ પણ એ પેઢીનામા તરફ કંઇક શંકાની નજરે જોયું હતુ, પરંતુ[1] લેખના છેવટના ભાગમાં એક સં ૧૮૪૭ ના કાગળમા અવલરામ નવલરામ નામ જોઇ એ પેઢીનામૂં ખરૂ ઠરાવવા પ્રયાસ કર્યો છે, પણ તે નિષ્ફળ છે કેમકે ભાલણના ભાઇનો પૌત્ર ભાલણ પછી ૩૦૦ વર્ષ સુધી હયાત હોય

---

૧ " આદિલગામના વંશમા નવલરામ અવલરામ લખ્યા છે તે નામો ખરા હોય એમ જણાય છે કેમકે ' સંવત ૧૮૪૭ ના માગશર વદ ચોથ શનિવારના ગેજે ઔરંગાબાદથી કોઇ મીઠારામે કાગળ લખ્યો છે તેમાં દવે અવલરામ નવલરામને નમસ્કાર કહેજો ' એમ લખ્યુ છે " ભાલણની છબી, તેની ગાદી, વગેરે થોડાક વર્ષ ઉપર પાટણથી અમદાવાદ ગયા છે. જે ગૃહસ્થ પાસે એ છે, તેમા નારાયણ ભારતીએ લેખમા જણાવેલા કાગળોનો કટકો સરખોએ નથી, એમ મને રા કે હ ઠુવે લખ્યુ હતુ. ણુજમા ભારતીના પુત્રને ત્યાં તપાસ કરતા પણ મને કંઇ મળ્યુ નહિ.

એ કેવળ અસંભવિત છે. આથી એ પેઢીનામામાથી કાતો ઘણી ઘણી પેઢીઓ ગળત થઇ હોય અથવા તો એ સાવ ખોટુંજ હોય

ભાલણની કવિત્વશક્તિ સબધી વિવેચન છેલ્લા પ્રકરણમા કરીશુ. એનો અભ્યાસ અને એની વિદ્વતા અહીં જોઇએ સસ્કૃત કૃતિઓ ગુજરાતીમા ઉતારનાર કવિઓના મુખ્ય બે ભાગ પડે છે. એક જેઓ સસ્કૃતના જ્ઞાતા હોઈ સસ્કૃત ઉપરથી જાતે જ કાવ્યબધ રચેલા તેઓનો. બીજા વિભાગમા જેમને સસ્કૃતનુ જ્ઞાન ન હતુ, પણ સસ્કૃતજ્ઞ પુરાણીઓ પાસેથી કથા સાભળીને જેમણે કાવ્યો લખેલા તેમનો સમાવેશ થાય છે. ભાલણ, ભીમ,[1] નાકર, પ્રેમાનન્દ, રત્નેશ્વર, દયારામ, આદિ પહેલા વર્ગમા આવે, અને ભાલણનો પુત્ર વિષ્ણુદાસ, ખભાતનો વિષ્ણુદાસ, શિવદાસ, મધુસૂદન, આદિ બીજા વર્ગમા આવે.

**અભ્યાસ અને વિદ્વતા**

ભાલણનો સસ્કૃતનો અભ્યાસ બહુ ઉચા પ્રકારનો હોવો જોઇએ. कादम्बरीના ભાષાબંધ રચનારનુ સસ્કૃતનુ જ્ઞાન સાધારણ કહેવાય નહિ તેણે ધાર્મિક ઇતિહાસનો (રામાયણ-ભારત)-પુરાણનો

---

૧ રા કેશવલાલ ધ્રુવે બીજી સાહિત્ય પરિષદના પ્રમુખસ્થાનેથી જણાવ્યુ હતુ કે, નાકરે પુરાણીઓના મુખેથી કથા સાભળી પોતાના કાવ્યો રચ્યા હતા પરન્તુ તેના કાવ્યો વાચતા તેનો સસ્કૃતનો સારો અભ્યાસ જણાય છે. પોતાના નળાખ્યાનમા તે હર્ષકવિનો અને તેના નૈષધચરિતનો ઉલ્લેખ કરે છે

" આર્ણિક પર્વતણી એ કથા સાભલજો તમે સર્વથા
માહિ નૈષધનો ઉપદેશ શ્રીહર્ષ કવિ તા નરેશ ".

(ગુજરાતી પ્રેસના હાથપ્રત, ઉ સ. ૧૭૫૮)

સારો અભ્યાસ કર્યો હતો. તેણે રામવિવાહ અને રામબાલચરિત રામાયણ ઉપરથી, નળાખ્યાન અને દુર્વાસાખ્યાન મહાભારત ઉપરથી, સપ્તશતી માર્કન્ડેયપુરાણ ઉપરથી, મૃગીઆખ્યાન શિવપુરાણ ઉપરથી અને દશમસ્કંધ અને ધ્રુવાખ્યાન ભાગવત ઉપરથી રચેલા છે એ કાવ્યોમાં મૂળ સંસ્કૃત ગ્રંથોનો નિર્દેશ પણ તેણે કરેલો છે એ ઉપરાત તેણે અન્ય પુરાણો અને હરિવંશ પણ વાચ્યા હતા કેમકે, સત્યભામાના વિવાહમા તેમનો આધાર લીધાનુ તે જણાવે છે.

" કથા જે ભાગવતે બોલી, હરિવંશે વિસ્તાર
અન્યપુરાણનણુ સાર આગે આણી એક હાર "

( દશમસ્કંધ, પૃ ૨૪૮ )

ધર્મગ્રંથો ઉપરાત તેણે સંસ્કૃતના બીજા સાહિત્યગ્રંથો પણ અવલોકયા હતા. કાદમ્બરી નો અનુવાદ તો તેનો વિજયસ્તંભ છે. રામવિવાહના આરંભે નાટકોનો તે મોઘમ ઉલ્લેખ કરે છે.

" અનેક કવિએ વર્ણવ્યુ નાટક કરી પ્રબંધ,
કહે ભલણ ભાષાએ ગુરે પદનો કરીને બંધ "

આંમા ભાષામા પદબંધ કરવાની વાત છે, એટલે નાટક શબ્દ સંસ્કૃત નાટકોને ઉદ્દેશીને લખેલો છે.

પ્રથમના નળાખ્યાનમા મહાભારત ની સાથે-નૈષધ ચમ્પૂનો ઉલ્લેખ આ પ્રમાણે કરે છે,—

" નૈષધચમ્પૂ મહાભારતમા કવિ કીર્તિ અતિ લીધી,
ટાલાને પ્રીછવવા ભાલણે ભાષાએ તે કીધી "

નૈષધચમ્પૂ નામનો સંસ્કૃત ગ્રંથ જાણવામાં આવ્યો નથી. પરંતુ એણે પ્રકટ નલચમ્પૂ ઉપરથી બે શ્લેષ કાદંબરીમાં લીધા છે, અને નૈષધીય ચરિતનો તો નળાખ્યાનમાં ઘણો આધાર લીધો છે, એટલે 'નૈષધ-ચમ્પૂ'માં એ બંને ગ્રંથોનો તેણે નિર્દેષ કર્યો હોય એમ લાગે છે ભાલણની કાદંબરીમાં

"શુલ પ્રસાદ ચડિકા કેરિ, ગાધીનિ પણિ કુષ્ઠ" (પૃ. ૩) એ બે શ્લેષ છે તે મૂળ कादम्बरी માં નથી, પણ नलचम्पू માં છે कुष्ठयोगो गान्धिकापणेषु, शूल संबध श्चण्डिकायतनेषु (पृ ९) नैषधीय चरित ના કેટલાક સર્ગો હું ઉપર ઉપરથી જોઇ ગયો છુ. તેમાંના પંદર શ્લોકોનો તો ભાલણે નળાખ્યાનમાં સીધો અનુવાદ કરેલો છે, અને છાયા તો ઘણાએ શ્લોકોની એમાં છે. એમાંથી એક-બે શ્લોકો જોઇએઃ—

१ धिगस्तु तृष्णातरल भवन्मनः
समीक्ष्य पक्षान्मम हेमजन्मन ॥
तवार्णवस्येव तुषार सीकरै-
र्भवदेमीभि कमलोदय कियान् ॥ १-१३०

"પાખતણે હેમે શુ તારે ભરાશે ભડાર !
સાગરજળ કેટલુ એ વાધે પડે નિશાએ ઠાર ?"

२ याचमानमानसवृत्ते' पूरणाय वत जन्मनयस्य ।
तेन भूमिरति भारवतीयं नद्रुमै न गिरिभिर्नसमुद्रै ॥ पृ ८८

"ઉદધિ, ગિરિ નિ વૃક્ષ અવનીનિ, કરે ભાર
સુકૃતે જો ના કહી તો દુષ્ટને દે માર"

આથી ભાલણે नलचम्पू અને नैषधीय चरित એ બંને ગ્રંથો વાંચેલા

અર્થાત્, મેના પોપટને માટે જ પાજરા રૂપી રક્ષાગૃહો હતા, ગુન્હેગારો માટે કેદખાનારૂપી રક્ષાગૃહો ન હતા, ચોપટ રમતા જ 'મારો' એવા શબ્દો થતા, લઢવામા નહિ, સનિપાત (વિશેષણ વિશેષ્યાદિ સબધ) વ્યાકરણમા જ હતો, કોઇને એ નામનો દુષ્ટ રોગ થતો નહિ માલના વેચાણમા અને લેવાણમા જ માન (તોલ) થતુ, પણ કોઇને બીજું માન (ગર્વ) હતું નહિ, લોભ ધર્મનો જ હતો, ધનનો નહિ, બ્રહ્મજ્ઞાનીઓને જ અહભાવ હતો (अहंब्रह्मास्मि), બીજા કોઇને એ ભાવ (અહકાર) હતો નહિ

ઉપરના શ્લેષોમા 'સંનિપાત વ્યાકરણ વિધિ' એ શ્લેષ બહુ મહત્ત્વનો છે, કેમકે, એ ઉપરથી તેનુ વ્યાકરણનુ જ્ઞાન બહુ ઉંચા પ્રકારનું હશે, એમ લાગે છે. વ્યાકરણની એ ભાષા સાધારણ અભ્યાસીના લક્ષમા રહેવી સભવિત નથી.

કાદબરીમા બીજે સ્થળે પણ મૂળમા નહિ તેવી શ્લેષયોજના ભાલણે કરી છે

" એ તુ જાણિ છિ અગાધ દુર્ઘટ કામરૂપિણિ વ્યાધિ.

\+ \+ \+ \+ \+

---

૧ " અગાધ-(૧) અથાગ, (૨) કળી ન શકાય એવો દુર્ઘટ-(૧) ઘટવો મુશ્કેલ કષ્ટસાધ્ય, (૨) જેમા એનુ સઘટ્ટન થવુ, એનો યોગ થવો મુસ્કેલ છે એવો કામરૂપિણિ-(૧) નવનવા રૂપ ધારણ કરનાર, (૨) કામવિકાર રૂપી

કામિની કામનિ બાણિ નડી ધ્રૂજતી ધરતીઇ પડી
એ અવસ્થા જોઇ તુઝ પાસિ હૃદય પડિ છિ મુઝ "[૧]
(પૃ ૧૪)

આમા કાળા અક્ષરોમા છાપેલા શબ્દો ઉપર શ્લેષ છે. એનો સ્ફોટ એ ઉપરની ટીકામા જોવો[૧] ભાલણની અલકારયોજના સબધી રા કેશવલાલ ધ્રુવ લખે છે કે, "તેના ઉપરથી એના વિષે આલકારિક તરીકે ઉચો મત બધાય છે, અને એ અંશમા कादम्बरीનો ભાષાબંધ રચવાનો એનો અધિકાર સિદ્ધ થાય છે[૨]

જો કવિના કાવ્યો ઉપરથી તેના સ્વભાવ, શીલ, ગુણ, આદિની

**વ્યક્તિત્વ.**

પરીક્ષા થઇ શકે તેમ હોય તો આપણે ભાલણ સબંધી કહી શકીએ કે, તે સ્વભાવે ધીર અને મીલનસાર પણ તપી જાય એવો, સાધારણ રીતે નિરભિમાની પણ જ્ઞાન અને કવિત્વનો કઇક ગર્વ ખરો; ભોળો નહિ પણ ભલા સ્વભાવનો વખતે છેતરાઈ જાય, હૃદયનો ઉદાર; વાત્સલ્યભાવથી ભરેલો, કુંણાહૈયાનો, જીંદગીનો તડકો-છાયડો જોયલો એવો, પરદુઃખે દુ.ખી, સારાસારનો વિવેકી, ગુણજ્ઞ છતા મહત્ત્વના દોષો તરફ આખમીંચામણુ ન કરે, અનુભવથી ઘડાયલો, મનુષ્યહૃદયનો જ્ઞાતા; સ્રીહૃદય (સવિશેષ માતૃહૃદય) નો પૂરો પરીક્ષક, રસિક છતા પણ નીતિનો હીમાયતી, વૈરાગ્ય તરફ અભિરૂચિ નહિ, તેમ વિલાસમા બહુ નિમગ્ન નહિ; વિદ્યાનો વ્યાસગી; શાસ્રજ્ઞ, કર્મકાડ પ્રત્યે પ્રીતિ-

---

૧ કામનિ બાણિ-(૧) કા મનિ[ઁ]વાણિ, (૨) કામનિ બાણિ પાસિ-(૧) પાસ (સં સ્પર્શ) થી, અસરથી, (૨) પાસે આવ્યા છતા

૨ કાદબરી (પૂર્વ ભાગ), સમજૂતી, પૂ ૩૧૧

વાળો, પણ કર્મઠ નહિ, ભાષાભિમાની અને ધર્માભિમાની, નહિ શઠ, નહિ દંભી, નહિ સ્વાર્થપરાયણ; તોછડો નહિ છતા પણ કોઇની પરવા રાખે નહિ એવો, સાધારણ રીતે ગભીર પ્રકૃતિનો પણ પ્રસંગવશાત્ ટીખળી ખરો, વાણીમા સ્પષ્ટ પણ છટા નહિ, મનનો મેલો નહિ, તેમ મોઢે આવ્યુ બકી નાખે એવો કમઅક્કલનો પણ નહિ, એકરંગી અને અટકી, પણ એકલપેટો અને અતડો નહિ, વિદ્વાનોમા માગ મુકાવે, પણ કોઇના ઉપર છાપ પડે તેવા ભવ્ય વ્યકિતત્વવાળો નહિ, પાછલી વયમા સાચા દિલનો ભકતરાજ

---

## પ્રકરણ ચોથુ.

### કૃતિઓ (સામાન્ય.)

કવિના જમાનાનો ખાડાટેકરાવાળો પ્રાત વટાવી અને એના સમયની ભાષાનુ ખારૂપાટ રણ ઓળંગી, એના જીવનની ભૂલભૂલામણીવાળી ઝાડીમા આપણે બહુ ભટકયા હવે, તેના કાવ્યોના રસપ્રદેશમા જઇશુ, વચમા જરાવાર એની ગ્રથગણનાની વાડ ઓળંગવી પડશે.

ભાલણના સમયના કોઇ કવિની કૃતિઓ ભાલણની કૃતિઓના જેટલી સખ્યામા મળી આવી નથી ભાલણની પણ જેટલી જડી છે તે કરતા વધારે હોવી જોઇએ તે સંબધી જોઇએ તેટલી ખોળ થઇ નથી, અને જો થાય છે તો મળી પણ આવે છે અહિ આપણે એની કૃતિઓના ત્રણ ભાગ કરીશું क છપાયલી ख છપાયા સિવાયની પણ મે મેળવેલી ग. જાણવામા આવેલી પણ શોધી કાઢવી બાકી છે તે.

क. ભાલણની છપાયલી કૃતિઓ નીચે પ્રમાણે છે·—

( ૧ ) શિવભીલડી સંવાદ—અપ્રસિદ્ધ ગુજરાતી પુસ્તક–માસિક (ઈ સ ૧૮૮૫ ) અને બૃહત્ કાવ્યદોહન ગ્રંથ ૧. (ઈ સ ૧૮૯૦ )

( ૨ ) સપ્તશતી—પ્રાચીનકાવ્ય ત્રિમાસિક ( ૧૮૮૭)' અને બૃ કા દો. ગ્રંથ. ૫ (૧૮૯૫).

( ૩ ) બીજી વખતનુ નળાખ્યાન—પ્રાચીન કાવ્યમાળા અંક ૧૧. ( ૧૮૮૯ ) અને બૃ. કા દો. ગ્ર. ૫ ( ૧૮૯૫ )

( ૪ ) રામબાલચરિત ( અપૂર્ણ–પદ ૧૫ )–પ્રા. કા મા. અ. ૧૧ ( ૧૮૮૯ )

( ૫ ) દશમસ્કંધ—રા બા હ. છ. કાંટાવાળા–વડોદરા (૧૯૧૫).

( ૬ ) કાદમ્બરી ( પૂર્વભાગ )–રા. રા કે. હ ધ્રુવ–અમદાવાદ ( ૧૯૧૬ ).

ख. નીચેના ગ્રંથો છપાયલા નથી પણ તેમનો મે ઉપયોગ કરેલો છે –

( ૭ ) મૃગીઆખ્યાન—મારી પ્રત ( ઉતાર્યા સંવત ૧૭૭૮ )

( ૮ ) રામવિવાહ—રા રા હીરાલાલ ત્રિ પારેખની પ્રત ( પાછળનો ભાગ ઉ સં. ૧૮૫૦, આરંભનો ભાગ તેથી પ્રાચીન )

( ૯ ) પ્રથમનુ નળાખ્યાન—ગુજરાતી પ્રેસની પ્રત ( ઉ સં. ૧૭૩૫ )

( ૧૦ ) દુર્વાસાઆખ્યાન—રા હી ત્રિ પારેખની પ્રત ( આરંભનો થોડોક ભાગ. )

(૧૧) કૃષ્ણવિષ્ટિ (અપૂર્ણ-પદ ૪)-નડીઆદની શ્રી ડાહીલક્ષ્મી પુસ્તકાલયની અને રા. હી. ત્રિ. પારેખની પ્રતો

આ ઉપરાંત ગુજરાતી પ્રેસના સંગ્રહમાં રામબાલચરિતના ૪૮ પદની નકલ છે તેનો રા. કે. હ. ધ્રુવે મોકલેલી કાદંબરીના ઉત્તર-ભાગની હાથપ્રતની નકલનો પણ મેં ઉપયોગ કર્યો છે

ગ. નામ જણાયા છે પણ શોધી કાઢવી બાકી છે તે (૧૨-૧૩) બે ધ્રુવાખ્યાન-ભાલણ બીજી વખતના પોતાના નળાખ્યાનમા લખે છે કે, 'ધ્રુવાખ્યાન ને નળાખ્યાન બે પુનરપિ કરી અનુરાગ્યોજી,' એ ઉપરથી જણાય છે કે, તેણે નળાખ્યાનની માફક ધ્રુવાખ્યાન પણ બે વખત રચ્યુ હતુ રા. બા. કાટાવાળાએ ઇ. સ. ૧૮૮૫ મા પાટણમા રામવિવાહની અને ધ્રુવાખ્યાનની પ્રતો જોઈ હતી.[1] (૧૪) સીતા હનુમાન સંવાદ-આ ગ્રંથ તથા દુર્વાસા-આખ્યાન (ત્રૂટક), મૃગીઆખ્યાન (અપૂર્ણ), રામબાલ-ચરિતના વધારાનાં ૧૪ પદો અને 'દ્રુપદીને ત્યા કૃષ્ણ આવ્યા' (કૃષ્ણવિષ્ટિ સંબંધી?) એ ગ્રથો પોતાની પાસે છે, એમ સ્વ. આદિત્યરામ સલુખરામ પારધીએ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને તા ૭-૧૨-૧૯૦૪ ના રોજ એક પત્ર લખીને જણાવ્યું હતું. એ ગ્રથો સબધી મે તપાસ કરી પણ કોઇ મળ્યો નહિ. તેમના પુત્રનુ એવું કહેવું છે કે, તેમના પિતાના મરણ પછી એ ગ્રથો તેમની માતાએ અમદાવાદમા કોઇને આપી દીધા હતા.

---

૧ બુદ્ધિપ્રકાશ, ઑગસ્ટ, ૧૮૮૫.

(૧૫) જાળંધર આખ્યાન—આ કાવ્ય રા. હી. ત્રિ. પારેખ પાસે ૧૯૧૬ મા હતુ, તેમ તેમણે મને તે સમયે એક કાગળમાં લખી જણાવ્યું હતું. હાલે તેમને તેમના સંગ્રહમાથી જડયું નહિ. તેના અંતની પંકિત તેમણે ઉતારી મોકલી હતી તે આ પ્રમાણે હતી;—'બહુ કર જોડીને વિનવે ભાલણ પ્રભુ રઘુનાથ'

અનુક્રમ.

ભાલણે પોતાના ગ્રંથો કેવા અનુક્રમમા લખ્યા હશે? અન્ય કવિઓની માફક ભાલણ પોતાના કોઈ ગ્રંથમા તે ગ્રંથો રચાયાનું વર્ષ લખતો નથી, માત્ર પ્રાચીન કાવ્યમાળામા પ્રકટ થયલા નળાખ્યાનમા સં ૧૫૪૫ છે, પણ તે સંશય પડતુ છે[1] તેથી એની કૃતિઓનો કાર્યક્રમ ગોઠવવામા મુશ્કેલી નડે છે એને લીધે જ પ્રાચીનકાવ્યમાળામા લખવામા આવ્યુ છે કે, કવિએ કયા અનુક્રમે ગ્રંથો લખ્યા હશે એ જણાતું નથી અનુક્રમ અંબધી સ્પષ્ટ રેખાઓ તો દોરી શકાતી નથી, પણ ઉંડા ઉતરીને જોઇએ તો કંઇક આભાસ મળે છે. આગળ જણાવ્યુ છે તે પ્રમાણે ભાલણના ગ્રંથોના બે વિભાગ પડી જાય છે, રામભકિતની છાપવાળા અને તે વિનાના રામભક્તિના સૂચનાવાળા ગ્રંથો ઉત્તરકાળના અને તે વિનાના પૂર્વકાળના હું ગણુ છુ તેના પ્રથમના નળાખ્યાનમા અને રામવિવાહમા માત્ર એકેક જગ્યાએ જ 'ભાલણ પ્રભુ રઘુનાથ' એમ છાપ છે જો એ પ્રક્ષિપ્ત ન હોય તો એ ગ્રંથો બે કાળની સંધિના ગણી શકાય; પ્રક્ષિપ્ત હોય તો પૂર્વકાળના. આ તર્કનો આશ્રય લેઇને એના ગ્રંથોનો કામક્રમ આપણે આ રીતે ગોઠવી શકીએ:—

---

૧ જુઓ પરિશિષ્ટ क.

૧. પૂર્વકાળ—(૧) શિવભીલડી સંવાદ. (૨) સપ્તશતી. (૩) મૃગી
આખ્યાન. (૪) કાદંબરી દુર્વાસાઆખ્યાન અને પ્રથ
મનુ ધ્રુવાખ્યાન પણ કદાચ તેની આ કાળની
કૃતિ હશે.

૨. સંધિકાળ—(૧) રામવિવાહ અને (૨) પ્રથમનુ નળાખ્યાન.

૩. ઉત્તરકાળ—(૧) કૃષ્ણવિષ્ટિ. (૨) બીજુ નળાખ્યાન.(૩) દશમસ્કંધ
(૪) રામબાલચરિત બીજી વખતનુ ધ્રુવાખ્યાન
અને જાળંધરઆખ્યાન પણ આ સમયની કૃતિ
લાગે છે.

સં ૧૮૩૮–૩૯ મા ગુજરાતમા દારૂણ દુકાળ પડ્યો હતો,[1] તે વખતે કવિને વતન છોડીને બહાર ગામ જવું પડ્યુ હોય તો નળાખ્યાનની અને ધ્રુવાખ્યાનની પુન રચનાનુ કારણ સમજી શકાય છે. વતન છોડવાના કારણથી પોતાના ગ્રંથો કોઈ નાગર પુરૂષને સોપી ગયા હોય, તે પાછા આવ્યા પછી માગતા કેટલાક વર્ષો વીતી જવાના સબબે ખોવાયાથી એ ગ્રંથો ન મળ્યા હોય, એને લીધે વખતે તેને બીજી વારની રચના કરવી પડી હોય. બીજી વખતના નળાખ્યાનમા તેણે નીચે પ્રમાણે લખ્યુ છે એ ઉપરથી ઉપરનો તર્ક કર્યો છે —

" નાગરકાજે શ્રમ દુવેળા કવિને કર્મે લાગ્યોજી,
ધ્રુવાખ્યાન ને નળાખ્યાન બે પુનરપિ કરી અનુરાગ્યોજી
ગાધીને કહેવુ મરી માટે મૂર્ખ ન જાણે મરીની ખોટજી
ગુરૂકૃપાએ કવિતાસાગરમા આવે ભગતીઓટજી
કૂડા કર્મીને કુડુ હોશે, સુખીઆને હોય સુખજી;
નળની કથા ગાઇ મનોહર, જાયે દુખિયાચા દુ ખજી '

દશમસ્કંધ અને રામબાલચરિત કવિના છેલ્લા ગ્રંથો લાગે છે. એમાં નાનાં નાના પદોની રચના છે. તે નરસિંહનાં પદોના અનુકરણરૂપે છે એટલું જ નહિ, પણ નરસિંહનાં પદોની સીધી અસર પણ દશમસ્કંધમાં છે.[1] જયદેવનું गीतगोविंद ગુજરાતમાં સો વર્ષમા લોકપ્રિય થઇ ગયું હતું, કારણ કે, સં. ૧૩૪૮ ના સારંગદેવના સમયના શિલાલેખમા એમાથી એક શ્લોક ટાંકેલો છે[2] એટલા કાળમા છેક બંગાળામાં લખાયલો ગ્રંથ ગુજરાતમાં લોકપ્રિય થાય તો જુનાગઢથી નરસિંહનાં પદોની અસર પાટણ સુધી આવતાં ૨૫–૩૦ વર્ષો બસ છે. નરસિંહના ચરિત્રની ખ્યાતિ ૬૦–૭૦ વર્ષમાં તો ગુજરાતની પેલી પાર પણ ફેલાઇ ગઇ હતી. મીરાએ नरसिंह का मायरा—નરસિંહનું મામેરૂં—લખ્યું છે.[3]

ભાલણે પ્રથમ દશમસ્કંધના છુટક પદો લખેલા પણ પાછળથી આખા ગ્રંથનો અનુવાદ કરવાનો વિચાર જ્યારે થયલો ત્યારે એ પદો ગ્રંથમા જોડી દીધા હશે, એમ જણાય છે. રામબાલચરિતના છૂટક પદો જ જોવામા આવે છે. તેમાં આરંભનું મંગળાચરણ નથી, પદોનો એક બીજા સાથે સંબંધ જોડયો નથી. અને એ પદો રામના જન્મથી શરૂ થાય છે, એથી લાગે છે કે, તેણે સળંગ ગ્રંથ તરીકે નહિ પણ છૂટક પદો તરીકે રામબાલચરિતની રચના કરી હશે. એ

---

૧ જુઓ પ્રકરણ ૬

૨. જુઓ ગુજરાતીના દિવાળીના અંકમાં ( ઈ સ. ૧૯૧૦ ) મારો લેખ–' એક નવીન ઐતિહાસિક શિલાલેખ ' તથા ઇન્ડિયન ઍન્ટિકવરી (૧૯૧૨ ) પૃ ૨૦.

૩ જુઓ રા. ભાનુસુખરામ કૃત મીરાબાઈ

ભાલણે પણ તેની બે વખત રચના કરી છે. પણ તેની બીજી વખતની કૃતિ તેને બહુ શીઘ્રતાથી કરવી પડી હોય એમ લાગે છે, અને તે કવિના હૃદયોલ્લાસનું નહિ, પણ તે જાતે જ કહે છે તેમ 'શ્રમ'નું પરિણામ જણાય છે. તેણે 'નાગરકાજે' આ બીજી વારનો શ્રમ કેમ લીધો તેનું કારણ તે જણાવતો નથી. નાગરને સોપેલા કાવ્યોમાથી નળાખ્યાન ને ધ્રુવાખ્યાન બે પાછા ન મળ્યા તેથી તેણે ફરી વાર રચ્યા એમ પાછળ તર્ક કર્યો છે. પરંતુ 'ગાધીને કહેવું મરી માટે મૂર્ખ ન જાણે મરીની ખોટજી.' એ વાક્યમા કંઈક વાદવિવાદનું ગર્ભિત સૂચન જણાય છે. વળી, આખું કાવ્ય બહુ શીઘ્રગતિથી લખી નાખેલું જણાય છે, કેમકે તે મૂળના લગભગ અનુવાદ જેવું છે અને છેવટનો ભાગ બહુ ટુંકામાં આટોપી દીધો છે,—ઋતુપર્ણની સાથે બાહુક રૂપે નળ ભીમકના નગરમા આવે છે, ત્યાથી સમાપ્તિ પર્યંત મૂળમા બસો ઉપરાત શ્લોકોનો વિસ્તાર છે, જ્યારે એ ભાગ ભાલણે માત્ર દશ જ કડીઓમા સમાવી દીધો છે. આથી જો તેણે તે બીજાને આપી દેવાના કારણથી જ ફરી લખ્યું હોય તો તેને ઉતાવળથી જલદી લખી નાખવાને કારણ ન હતું, નીરાતે લખ્યું હોત તો પણ ચાલત. આથી એ તર્કમા વાદવિવાદ અને શીઘ્રકવિત્વના અંશો ઉમેરવા જોઈએ. એથી એમ જણાય છે કે, જેને એ કાવ્ય સોપેલું તેના તરફથી ન મળવાથી, [1] કવિએ મેગનત્રાને બહુ આગ્રહ કરેલો ત્યારે તેણે કહ્યું

---

૧ સોપેલા કાવ્ય ખોવાયાથી પાછા ન મળ્યા, એમ મારો તર્ક છે વાચવા લઈ જઇને પચાવી પડવાના ઇરાદાથી પાછા ન આવ્યા એમ સાબિત શકાતુ નથી એવો તર્ક કરી, આધાર વિના, કોઇને દોષ આપવાનું કારણ નથી

હશે કે, 'કવિ એ મારી પાસે તો નથી. એને માટે આપને આટલી જીદ શું કરવા જોઇએ ? આપ તો શીઘ્ર કવિ છો, તેથી ધારો તો ચાર ઘડીમા ફરી લખી નાખો ' કવિએ એ કથનને આહ્વાહન રૂપે ગણી નિયત સમયમા તે લખી નાખ્યું હોય. એમાં કવિને શ્રમ બહુ પડવાથી અને મનમાની રચના ન થવાથી આવેશમા કહ્યુ છે કે, 'કુડા કર્મનિ કુડુ હોશે ' ગમે તેમ હો પણ એટલુ તો સ્પષ્ટ છે કે, એ કાવ્ય ઉતરતા પ્રકારનું છે. કવિના પ્રથમના નળાખ્યાન વખતે 'કવિતાસાગર' મા જે રસની 'ભરતી' આવી હતી તેનો આ બીજી વખતની કૃતિમા 'ઓટ' જ વળી ગયો છે. આપણે ઇચ્છીએ છીએ કે, કવિ તે બીજી વખત રચવાને પ્રવૃત્ત ન થયો હોત તો જ ઠીક હતુ

દુર્વાસા–આખ્યાન (અપ્રકટ)

એક વખતે દુર્વાસા ઋષિ હસ્તિનાપુરમાં ગયા હતા, ત્યારે દુર્યોધને તેમનો ઉત્તમ રીતે સત્કાર કર્યો. એથી એ બહુ પ્રસન્ન થયા, અને વર માગવાનું કહ્યું. ત્યારે દુર્યોધને એવો વિચાર કર્યો કે, દ્રૌપદી જમી રહ્યા પછી, ઋષિ પાડવોના આશ્રમે જાય તો, ભોજન ન મળવાથી તેમને શાપ આપે એવી દુષ્ટ ધારણાથી તેણે તેમને કહ્યું કે, 'આપે જેમ મારે ઘેર પધારી મને પાવન કર્યો તેમ મારા પાડવ ભાઇઓ વનમા રહે છે તેમના આશ્રમે જઇને તેમને પાવન કરો. પરતુ પ્રાર્થના એટલી જ કે દ્રૌપદીના જમી રહ્યા પછી ત્યાં જજો ' એ પ્રમાણે તેમના આશ્રમે દુર્વાસા શિષ્યો સહિત ગયા અને ઉપવાસનુ પારણું કરાવવા માગણી કરી. યુધિષ્ઠિરે ધાર્યું કે, દ્રૌપદી જમી રહ્યા છે એટલે ભોજન શી રીતે કરાવીશું ? જો ના

કહીશ તો શાપ આપશે, પણ ઋષિના શાપ કરતા મરવુ સારૂ એમ વિચાર કરીને, દુર્વાસાને સ્નાન કરી આવવાને કહ્યુ. તેમના ગયા પછી પાચે ભાઈઓ લાકડા મંગાવી, ચિતા ખડકી બળી મરવા તૈયાર થયા. તે સમયે, 'થોડી વાર થોભો ' એમ કહી દ્રૌપદીએ શ્રી કૃષ્ણની સ્તુતિ કરવા માડી.

પ્રાપ્ત પ્રતમા આટલે સુધી વૃત્તાત છે. પ્રથમના ત્રણ કડવા અને ચોથાની થોડીક કડીઓ છે. આટલા ભાગમા ભાલણનુ નામ જણાતુ નથી, પણ જે ગુટકામા એ આખ્યાન છે, તેના આગલા ભાગે એ આખ્યાન ભાલણનુ છે એમ રા કેશવલાલ ધ્રુવે નોધ કરી છે તેની શૈલી ભાલણની શૈલીને મળતી છે, એથી હુ પણ તેને ભાલણનુ ધારૂ છુ એનુ પ્રારંભનુ મંગળાચરણ આ પ્રમાણે છે.—

રાગ કેદારો.

ગજવદનને પ્રણમૂ, ઉમયાસુતને વિનવૂ
ગુણ સ્તવ પ્રેમે શ્રી ગોવિન્દનો ૧

ઢાલ.

ગુણ સ્તવૂ શ્રી ગોવિન્દજી ગણપતિ દેજો પસાય
સ્વામી તમારૂ નામ જપતા કારજ સિધ્ય થાય ૨
બ્રહ્માણી દ્યો વાણી ઉત્તમ, ચરણ તમારા ધ્યાઊ
ભવસાગર દુસ્તર તરવા શ્રી હરિના ગુણ ગાઊં ૩

ગુપ્ત વનવાસમાથી પ્રકટ થયા પછી, યુદ્ધ કરવા પહેલા દુર્યોધન માને તો ઠીક એમ ધારી, પાડવો કૃષ્ણને વિષ્ટિ કરવા મોકલે છે આ વિષય ઉપર કવિએ કાવ્ય લખ્યુ છે. એ કાવ્ય આખુ મળ્યુ નથી,

કૃષ્ણવિષ્ટિ (અપ્રકટ)

માત્ર ચાર પદ હાથ લાગ્યા છે. પહેલા પદમા દ્રૌપદી વસ્ત્રહરણનું દુ:ખ વર્ણવે છે, બીજામા કૃષ્ણ તેના મનનું સાત્વન કરવા પ્રયત્ન કરે છે; ત્રીજામા પાચાલી વૈરાટનગરમા પડેલી વિપત્તિ કહી સભળાવે છે; અને ચોથામાં દુર્યોધન સાથે મેળ કરીને ન આવવા સાચી ક્ષત્રિયાણીને શોભે તેમ દલીલો કરે છે. એમાં સ્ત્રીહૃદયની વૈરતૃષ્ણાનો ભાવ ભાલણે બહુ સારી રીતે દર્શાવ્યો છે. એ પદ આખુંએ પવૈયાને પણ પાનો ચઢાવે તેવાં કટાક્ષમય વીર વચનોથી ભરેલુ છે, તેથી નીચે ઉતાર્યું છે –

હરજી, સાભળોરે દ્રૌપદી બોલે વાણ—
હસ્તિનાપુર તહ્મો જાઓ છો વાહાલા વિષ્ટિ કરવારે,
પિયુડા માહારા કાયર થઇને હીડે જે ઉગગ્વારે હરજી ૧
દેશ આપશે, ધન આપશે, પાચે સુખીઆ થાશેરે,
પણ હૈયે હોળી લાગી છે માહારે તે, કહો, કમ હોલનાશેરે હરજી ૨
દુશાસને ચીર તાણીઆ, ને કર્ણે કહેણ બહુ ભાખેરે,
એ બળતુ તે કયમ હોલાશે, સત્રળા માર્યા પાખેરે ? હરજી ૩
માહાગ સમજો મેળ કરો તહ્મો, માગુ છુ દેર મોગારીરે,
એ કામ જો કર્યુ હોય તો, મુજને જાજો મારીરે હરજી ૪
ક્ષત્રી કોએ કાયર નોહોએ, તે માટે હુ માગુ રે,
યુધિષ્ઠિર બ્રાહ્મણ થયા એ તો યડચુ વાકુ રે હરજી ૫
બાપ ભાઇ માહાગ બળીઆ છે તે આગળ થઇને વઢગેરે,
એમ કરતા જીતશે તો જશ તહમને ચઢશેરે હરજી ૬
જેણે પહેરી કાચળી, ધનુપ બાણ તે મેહેલીરે,
તેહેની આશા શી કરો, વાત કહુ છુ હેલીરે હરજી ૭
મેળ કરીને તમે આવશો તો, છાડીશ પ્રાણરે,
દુર્યોધન જીવે જીવુ તો, તહમારા ચર્ણની આણરે હરજી ૮

સભામા સહુ દેખતા હુ, ગાઢે સાદે રોઇરે;
વીર કહાવીને પાચે બેઠા, તેહવારે સામુ જોઇરે. હરજી ૯
માત તેની વાંઝણી જે વીર-વ્રત ન પાળેરે,
પરણી હોએ નાર તેહનુ દુખડુ તો નવ ટાળેરે હરજી ૧૦
કેશવજી, હુ શુ કરૂ ? પ્રીત પાચશુ માડીરે,
બોડુ જોતા માહારૂ મુખે મુએ છે ગડીરે હરજી ૧૧
વિષ્ટિ કરવા મોકલે છે શામનુ દર ! તહમનેરે
એવા જો નિર્બળ હુતા તો શાહાને પરણ્યા મુજનેરે હરજી ૧૨
રાજ્યનુ કશુ છે નહિ અહમારે કાઇ કામરે,
ત્યમ કરજો જ્યમ રાવણનુ કર્યુ ભાલણ પ્રભુ શ્રીરામેરે હરજી ૧૩

આ કાવ્યના આરભમા 'પંચાલીના પદ' એમ નડીઆદવાળી પ્રતમા છે, પરન્તુ એજ પ્રતમા છેવટે "ઇતિશ્રી વિષ્ટિ સમાપ્ત" એમ પુષ્પિકા છે, એથી સમજાય છે કે, ભાલણે આખી એ કૃષ્ણવિષ્ટિ લખી હોવી જોઇએ. બસેં અઢીસે વર્ષ કેડે પ્રેમાનન્દસુત વલ્લભે પણ આ વિષય ઉપર કાવ્ય રચ્યાનુ કહેવાય છે, પણ તે કોઇને મળ્યુ હોય એમ જણાતુ નથી જો તેણે ભાલણના અનુકરણરૂપે એ કાવ્ય લખ્યુ હોય,-તેના બાપની આદત પ્રમાણે-તો શામળની અગદવિષ્ટિની સ્પર્ધાની વાત ઉડી જાય ભાલણનુ આ કાવ્ય આખુ મળી આવે તો તેની ઉત્તમ કૃતિઓમા ગણના થઇ શકે એવા ઉચા કવિત્વવાળુ એ છે

**રામવિવાહ (અપ્રકટ)** વાલ્મીકિ રામાયણ ઉપરથી આ કાવ્ય ભાલણે રચ્યુ છે તેમાથી ગંગાની ઉત્પત્તિ, વિશ્વામિત્રનુ ચરિત્ર, આદિ આડકથાઓ કાઢી નાખી છે એકદરે એમા ૨૨ કડવા અને ૨૭૦ તૂકો છે. આ કાવ્ય ઉંચા

પ્રકારનું નથી. રામબાલચરિતમા પણ સીતાના સ્વયવર સુધી 'વૃત્તાત છે, પણ આ કાવ્ય એથી ભિન્ન છે, જો કે, આમાના કેટલાક વિચારો એમા પ્રવેશ પામ્યા છે. આગળ જણાવ્યા પ્રમાણે આ કાવ્ય આરભકાળની કે સધિકાળની કૃતિ હશે. કાવ્યનો વિષય જાણીતો છે, એટલે સાર આપવાની જરૂર નથી. કેટલીક ઉત્તમ પક્તિઓ ઉપર નજર ફેરવી જઈએ. રામલક્ષ્મણને વિશ્વામિત્ર સાથે યજ્ઞના રક્ષણ માટે મોકલવાની આનાકાની કરતા દશરથ કહે છે કે, એ બે નાના બાળકો રાક્ષસ સાથે શુ લઢી શકશે? તેના ઉત્તરમા વિશ્વામિત્ર કહે છે કે'–

" અલ્પ અકુશ હોએ સહી, તેને ગજ રહે મહા ગટ
તિલમાત્ર તો પાવક દહે, ઇધણ ભાગ જે પ્રઠ
વજ્રને પ્રહારે ગિરિ પડે, વજ્ર છે સૂક્ષ્મ અપાર
દીપક તો નાહાનો હોએ, પણ ટલે સર્વ અધકાર
વયનુ કારણ નથી, ( પણ ) તેજનુ કારણ
તેજવત્ નાહાનો એ મોહોટો તુ છો ચતુર સુજાણ "

પછી વશિષ્ટના સમજાવ્યાથી રાજા રામલક્ષ્મણને બોલાવે છે, ત્યારે ' કાકશિખા ધનુષને બાણ 'એવે રૂપે તેઓ આવીને આજ્ઞા માગે છે. એટલે,

" પ્રેમ કરીને દશરથ ઇશ કુઅર બેના ગધે શિશ
રાજાને નેત્ર થકા જળ ઝરે, શીવી ચોટલી ભેદે કરે (?) "

અહલ્યાના ઉદ્ધાર પછી, વિશ્વામિત્ર રામને અહલ્યાનું પૂર્વ-ચરિત્ર સભળાવે છે એની સમાપ્તિમા કામી પુરૂષની દશા આ રીને વર્ણવે છે:—

" ક્ષણમાત્ર કેરે સુખકાજ જન્મ પર્યંતની નીગમે લાજ,
એમ ગત્રવજી ! કામીજન દીર્ઘ વિમાસી ન જુએ મન
નારી હાડતણી પુતળી, રૂધિરમાસે પુરી તે વળી,
ઉપરિ રહીને ઢાંક્યુ ચર્મ, કાળી અંધ ન જાણે મર્મ.
વિષ્ટા મલમૂત્રમય સ્વરૂપ, કામી જાણે અમૃત કૂપ "

દશરથ રામને પરણાવવા પોતાના આખા નગરની જાન જોડી મિથિલા જાય છે એ જાનનું વર્ણન કવિએ વિસ્તારથી કર્યું છે. એમ અઢારે વર્ણને નોતરતી વખતે કવિઓને બોલાવવાનું પણ આપણે કવિ ચૂકતો નથી –

" જાણે કાવ્યને કહે પુરાણ. સહસ્ર નાટકભેદ પ્રમાણ
કેટલાએ કવિ કાવ્ય જે કરે, તે એના સાથે પરવરે "

મૃગીઆખ્યાન ( અપ્રકટ ).

આ આખ્યાન ભાલણે શિવપુરાણની શિવરાત્રીની કથા ઉપરથી લખ્યુ છે, પણ મૂળ કરતા વિસ્તાર વધારે કર્યો છે એક ભીલને ( ભાલણ ' આહેડી ' કહે છે ) શિવરાત્રીને દિવસે કંઇ શિકાર ન મળ્યો, તેથી ઘેર શું મોઢું લઇને જવુ, એવો વિચાર કરીને, કોઇ પ્રાણી રાત્રે મળે તો મારવાના ઇરાદાથી પીવાને પાણીનુ વાસણ લેઇ, એક બીલીના ઝાડ ઉપર તે બેઠો પહોરે પહોરે એકેક એમ ચાર પહોરમા ત્રણ મૃગલીઓ અને એક મૃગ આવ્યાં. તેમણે પાછા આવવાની પ્રતિજ્ઞા કરી એટલે જવા દીધા ઝાડ ઉપર બેઠેબેઠે બીલીપત્ર તોડતો હતો. નીચે શિવનુ લિંગ હતું. તેના ઉપર તે અજાણ્યે પડયા, અને પાણીના પાત્રમાથી પાણી શિવ ઉપર ઢળ્યું. તેમજ ટાઢને લીધે મુએથી ' શિવ, શિવ ', એમ ઉચ્ચાર કર્યો

અને આખી રાત જાગરણ કર્યું; એથી એને શિવરાત્રીના વ્રતનું ફળ મળ્યુ અને તેની બુદ્ધિ નિર્મળ થઇ. તેથી હિંસા કર્યા વિના જ પોતાને ઘેર પાછો ફર્યો અને મૃગો સામા તેને ઘેર ગયા તો પણ તેમને માર્યાં નહિ. આ પ્રમાણે આ આખ્યાનની કથા છે. તેમાથી કેટલાક ઉતારા જોઇએ. શિકાર ન મળવાથી પારધિ વિચાર કરે છે કે:—

" જો જાઇશ તો વઢશે નારી, બાલક સામું જોશે,
ઠાલો આવ્યો મુઝને દેખી કરૂણા દૃષ્ટિ રોશે
શિશુ રૂદન કરતા જોઇ, તે આરત કો હણશે ?
પાડોશી વઢતા દેખીને ઉભા હાસુ કરશે "

મૃગ પોતાની સ્ત્રીને મરી ગયલી ધારીને સ્ત્રીની ઉત્તમતા આ રીતે દર્શાવે છે:—

" નારી વિના મિથ્યા અવતાર, સ્ત્રી પાખિ સુનો સંસાર
નારી વિના સૂનુ સ્મશાન; નારી વિના મંદિર ઉદ્યાન,
દોહિલિ દિ આધાર કલત્ર, સ્ત્રી સમો કો નહિ મિત્ર
વ્યાધિ તણિ વૈદ્ય સુંદરી, અનાથનિ સાથી તે ખરી
ગૃહકાર્ય નારી પ્રધાન, ધર્મતણુ તો મૂલ નિદાન,
નારીવિના નર જીવે જેહ, દૈવિ રાન્યો તેહનો દેહ;
સ્ત્રી નહિ ત્યા નહિ અધિકાર, દીઠી મીટિ આવે બહાર. "

માત્ર ઘરકામ માટે જ સ્ત્રીની ઉપયોગિતા છે, એમ ભાલણ ધારતો નથી. એ કરતા એની ભાવના વધારે ઉચ્ચ છે. સ્ત્રીનું પદ તેણે આટલું ઉચું સ્થાપ્યું છે, તેની સાથે પુરૂષને પણ તે ન્યાય આપવાનું ભૂલતો નથી. તે મૃગલીને મોઢે પુરૂષનો મહિમા પણ ગવરાવે છે:—

" કંથવિના જે કામની જીવે એક દીન,
ધિક જીવ્યું તેહનું ! બળ્યું તેહનું તન.
અન્ન આપે બાપ, ભાઇ, પુત્ર ને પરિવાર,
ભર્તાર કો આપે નહિ, જે અમૃતનો દાતાર
નારીને બહુ પુત્ર હોએ, ધન ને શૃંગાર,
કંથપાખે સર્વ સૂનું, વૃથા પણ ઘરબાર
વસ્ત્ર, ભૂષણ, રત્ન, શય્યા, ગંધ ને પુષ્પહાર,
કામનીને કંથ વિના નિષ્ફલ સર્વે સાર.
ધન્ય તે તો ભામ્યની ભરથાર પહેલી મરે,
સિદ્ધ હોય અતિ ઘણી, પણ પ્રિયુવિના શું કરે
સુંદર તા શતપુત્ર તોહે દુઃખ ન જાય,
દુર્બલ તા પતિ ભલો, શોભા જેણે થાય
કૃપણ, રોગી, અધમ, વ્યસની, વૃદ્ધ, ક્રોધ સ્વભ
પ્રિયુ સ્ત્રીને સેવતાં, સંસાર સાગરનાવ "

છેવટમાં શિવરાત્રીના વ્રતનું ઉદ્યાપન વિધિ ભાલણે બહુ વિગત સાથે જણા પારંગતતા સૂચવે છે એ વ્રતમાં કે એ જણાવતાં લખે છે કે —

" મૂર્ખ, દંભક, જૂઠાબોલા, બહુ જાચક તા જેહ,
વેદવ્યોહાણા વિપ્રને તેડવા નહિ તા તેહ
મૂર્ખ દ્વિજ વર જેહનો, કાર્ય મિથ્યા થાય,
દાન આપે અજાણે તો નર્ક માંહે પળા
આચાર, બ્રાહ્મણપણું, કાંઇ જાત્ય ત
વણ ભણે આચાર ક્યાથી ?

એકંદરે આ કાવ્યમા કવિએ ધર્મજ્ઞાન, વ્યવહાર, નીતિરીતીનુ ડહાપણનો ઘણો સભાર ભર્યો છે એ ઉપરથી જણાય છે . ભાવનાના ઉચ્ચ પ્રદેશમા વિહરનાર આપણો કવિ સંસારના રંગે પણ રગાયો હતો, કાદંબરીના શૃંગારનો રસિયો જ્ઞાન અને નીતિમાં પણ પૂરો હતો.

---

# પ્રકરણ પાંચમું.

## શ્રેષ્ઠ કૃતિઓ.

ભાલણના કાવ્યોના બગીચામા ફળફૂલના ભારથી લચી ગયલાં, આંખને ઠારે એવા વૃક્ષો તો ચાર જ છે કાદંબરી, પ્રથમનું નળાખ્યાન, દશમસ્કંધ અને રામબાલચરિતમા કવિત્વ બહુ ઉચા પ્રકારનું છે. ભાલણની શકિતનુ ખરેખરું દર્શન તો એમા જ થાય છે એ ચારે કૃતિઓ સસ્કૃતને આધારે લખાઈ છે. કાદંબરી સિવાય બીજી કૃતિઓમા મૂળ કરતા સ્વતત્રતા વધારે લીધી છે રામબાલચરિત તો લગભગ સ્વતત્ર જેવુ છે. એ ચારેના કાવ્યામૃતનુ આપણે પાન કરીશું.

**કાદંબરી (અપૂર્વ પ્રકટ.)**

ભાલણની આ કૃતિની એક જ પ્રત મળી છે તે ઇ સ. ૧૮૬૪ મા શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસ પાસેથી ‘ગુજરાત વર્નાકિયુલર સોસાઇટી’એ માત્ર છ રૂપિયા જેવી નજીવી કિંમતે ખરીદી હતી [૧] પાશ્ચાત્ય દેશોમા આવી વિરલ હાથપ્રત વેચાઈ હોય તો એની કેટલી બધી કિંમત

---

૧ કાદંબરીની પ્રસ્તાવના, પૃ ૪

૧ એ પ્રત 'સોસાઈટી'ના સરસ્વતીભંડારમાં ઘણાં વર્ષ પડી રહ્યા પછી, રા. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે તેનો પૂર્વભાગ ઉત્તમ ટીકાથી અલંકૃત કરી સુવાચ્ય સ્વરૂપમાં પ્રકટ કર્યો છે.

સંસ્કૃત ગદ્ય कादम्बरीનું ભાલણે પદ્યમાં 'ઉપાખ્યાન' લખ્યું છે તે જેમ મૂળના શબ્દશઃ અનુવાદરૂપ નથી, તેમ માત્ર કથાસાર જેવું પણ નથી. કવિને ઉચિત લાગ્યું છે ત્યાં મૂળનાં લાંબાં વર્ણનો અને કલ્પના ટુંકાવી નાખ્યાં છે, તોપણ ઘણા અલંકારોનું અને ચિત્રોનું સૌંદર્ય તેણે કાવ્યમાં કુશલતાથી ઉતાર્યું છે. તે ઉપરાંત, મૂળના ઘણાક તર્કમાં અને ભાવમાં તેણે ફેરફાર કર્યો છે, અને કેટલેક સ્થળે તો મૂળમાં નહિ તેવા અલંકારો પોતાના તરફથી નવા પણ દાખલ કર્યા છે. તેમ છતાં સ્વરૂપ વિકૃત નથી થયું, અને આરંભથી અંત સુધી અખંડિત રસ જળવાઈ રહ્યો છે. ભાષા જેવી પ્રાસાદિક છે તેવી શૈલી પણ મિતાક્ષરી, સચોટ અને મનોહર છે. રા. કેશવલાલનું માનવું છે કે, સંસ્કૃત कादम्बरीનું કોઈ ભાષામાં હજી સુધી પદ્યાત્મક પ્રતિબિંબ ઉતર્યું નથી.[૨] એ ખરૂં હશે, પણ એટલું તો નક્કી છે કે, જગતની કોઈ ભાષામાં એનો પ્રથમ અનુવાદ થયો હોય તો તે ગુજરાતી જ છે, અને તેનું માન ભાલણને છે. વળી, એ કામે (ઇસવી સનનું પંદરમું શતક) પણ કાદંબરી સાંભળવા આતુર 'રસિક જનો' ગુજરાતમાં હતા, એમ કહી તેણે ગુજરાતની મહત્તામાં પણ વધારો કર્યો છે. રા. કેશવલાલ એ સંબંધમાં લખે છે કે, "એણે સંસ્કૃત कादम्बरीનો ભાષાબંધ રચી એની પ્રતિનિર્માણશક્તિની પીછાન આપી છે, એના શ્રોતાની

૨. એજન, પૃ ૩

રસિકતાની ખ્યાતિ ફેલાવી છે અને ગૂજરાત તથા ગૂજરાતીનું ગૌરવ વધાર્યું છે ".[1]

ભાલણે કાદંબરી લખી પણ ક્યારે ? જે સમયે હિન્દની મુખ્ય ભાષાઓનું સાહિત્ય જોઇએ તેવી સારી દશામા ન હતુ અને માત્ર ધર્મવિષયક જ હતુ, તે વખતે જૈનો સિવાય, ગુજરાતમા પણ ધર્મની વહેતી નીક મુકી કેવળ સાહિત્યરસ ચખાડવા જે કવિઓએ પ્રથમ પ્રયાસ કર્યા છે, તેમા ભાલણનુ સ્થાન પણ અગત્યનું છે.

કાદંબરી ભાલણની સ્વતંત્ર કૃતિ નથી, એથી એનુ મૂલ્ય કંઇ ઓછું આકી શકાય નહિ. અનુવાદો પણ જો ઉત્તમ કરવામા આવે તો તેમા કાંઇ ઓછી કુનેહનો ખપ પડતો નથી એથી સ્વતંત્ર કૃતિઓ પેઠે તેમને સાહિત્યમા સ્થાન મળે છે ફિટ્ઝિરાલ્ડનુ 'ઓમર ખય્યામ'ની રૂબાયતોનું ભાષાંતર અને ટાગોરનો ગીતાંજલિનો અનુવાદ, એ કંઈ સ્વતંત્ર પુસ્તકો નથી, તોપણ તેમને અંગ્રેજી સાહિત્યમા ઉંચુ સ્થાન મળ્યું છે. ભાલણની કાદંબરીને પણ આપણા સાહિત્યમા તેવું સ્થાન મળવુ જોઇએ

હવે, કાદંબરીની કવિતા કેવા પ્રકારની છે, તે જોઈએ મૂળનું ગદ્ય કેવા સુંદર પદ્યમા કવિએ ઉતાર્યું છે તેના બે દૃષ્ટાંત જોઈશુ.–

' ઉન્મત્તે ! ઉતાવળી ! સુણિ સુંદરી, ઉટણ આપ સંભાલિ
ગિહિલી કુણિ કરી ?

કચલટ મુખપરિ લટકતી " કરિ કરી પાછી વાલિ "
ચંદ્રલેખાઇ ચકિત થઈ " કાં પડિ આખડિ આજ ? "
ઉપહાર કુસુમ કરિથી ગિયાં" દર્શન કરવા કાજિ ! "

---

[1] કાદંબરીની પ્રસ્તાવના, પૃ ૩

યૌવનમાતી મલપતી ! " જૂઈ કિ રે જન "
શ્યામા ! સૂતી કા થઇ ? " ઢાકિ પયોધર ઘન "

× × × × × ×

ચંચલ હૃદયે ! ચીતવુ, ' દેખિ તુઝ ભરથાર "
અવલ ઓટ્યુ, પિશાચિણી ! " એ હસિછિ સંસાર "
ગર્વિ ગ નથી દેખતી ? " જોવાનુ તિ માગ '
**હિલિ ઉભી શૂં રહી ? " હુ જાશિ તાહારા પાગ "**
પાધરૂ જો, રે પાપિણી ! " કાઈ કરઇ કટાક્ષ ? "
**લલિતા ! લોક દેખ ઘણા," લોચન વારી રાખિ ? "**
પયોધરિ પીડી ત્રણ, ' પાછી રહિ લગાર "
એટલી ભૂખ રૂધી રહી " જોવા આપુ હાર
અનંગિ પરવશ કરી, " કાઇ એક આણુ સાન "
કા ભિટિ માહારૂ ભિટણ ? " પ્રીતિ થઇ અજ્ઞાન ! '

+ + + + +

ભાગશિ રે કરિ, કામિની !' શ્યું કરિ મોડામોડિ ? "
**ચલિતે ! લોક સાંહાંમૂં જૂઇ," અહીં અબોડુમ છોડિ "**
' ( પૃ ૫૮–૫૯ )

આમા કાળા અક્ષરવાળી પંક્તિઓનો ભાવ ભાલણનો પોતાનો છે આ શૃંગારનુ દૃષ્ટાંત જોયુ. હવે એક કરૂણનુ જોઇએ તે કાદંબરીના ( અપ્રકટ ) ઉત્તર ભાગમાથી છે–

" વૈશંપાયન ! કા ફ વાહી ? તૂ અતિ કોમળ અંગ, કુંઅર !
વનિ જાવાનિ વેળા નોહિ, એહુ માહારિ ઉછંગ "
આતા ! એકલા કેહીપિરિ રિહિસુ ? ષણગરના યાહા કોડિ "
શૂન્ય અરણ્યમાહિ કોએ ન દીસિ, માનુષ બીજુ જોડ "

શેયા સુંદર કુણ કલપશિ ? નિદ્રા કરશુ કિમ ?"
ભખ્યા સુખડી કુણ આપશિ ! અરણ્ય એકલા ઇમ ?
તરસ્યા થાસુ, વાહાલા માહારા ! કુણ તિ પાશિ નીર ?"
શીત, સ્વાદુ, સુગંધ, મધુર, અતિ નિર્મળ ભાવિ વીર !'
ઉછંગ મેહેલિ નિ સુત માહારૂ, કિહા સુખિ સુવા મન ?"
સમાન સુખ દુઃખ ગ્રે ભોગવિ, સગિ વધ નહિ વન"
માહારિ મન મનોગ્ય દૃતુ વધ્ લાગશિ પાય,"
ને દર્શન દુર્લભ થ્ય તાહારૂ, છડિ મેહલિ આગિ"

જે રાહુથી પ્રેમાનન્દે મામેરામા (વડસાસુ બહુ ભારે માણસ બોલ્યા મર્મવચન, વહુજી !) હાસ્યરસ જમાવ્યો છે, તેજ રાહુથી ભાલણે અહીં કરૂણ દીપાવ્યો છે આ સ્થળે મૂળ ગદ્ય કરતા ભાલણનું કવિતામા કલપાત વાચીએ છીએ ત્યારે બમણી અસર થાય છે.

હવે, કવિએ મૂળના અલકારમા અને તર્કમા કેવો સુધારોવધારો કર્યો છે તે જોઇશું. મૂળની એક ઉપમા—તેના મુખને બીજો ચંદ્ર ધારીને જાણે નક્ષત્રમાલા આવી હોય એવી તેની મોતીની માલાએ તેના મુખની આજુબાજુ ગોળ પ્રકાશ પાડયો હતો,[1] એનો અનુવાદ આ પ્રમાણે કર્યો છે —

'મુકતા માલાઇ મુખ શોભિ જાણી ઉડુગણિ ઇદુ;'

એ બરોબર છે, પણ એ મુખચદ્રમા કલક હોવુ જોઇએ તે કયુ ? એનો નિર્દેશ મૂળમા નથી, તે ભાલણ પોતાના તરફથી ઉમેરે છે –

'ઉપમા જાણી કલકકલકકલા ઇમ કુકુમતિલક સુબિદુ ?' (પૃ ૫)

1. अपरगगिगङ्कया नक्षत्रमालयेव हारलतया कृतमुखपरिवेषम् ।

અર્થાત્ કપાળમા કંકુનો ગોળ ચાલ્લો હતો, તે ચંદ્રલાંછન રૂપે હતો.

કાદંબરીની વિરહદશા વર્ણવતા કવિએ મૂળના એક તર્કમા પોતાના સમયની મર્યાદા જણાવવા ઉચિત ફેરફાર કર્યો છે—

" જંભા ખાઈ, મુખિ કર ધરિ ઉઢણુ શિરથી ઉતરિ
માન જાણી આલિંગનની, પયોધરિ પાછુ ધરિ ' ( પૃ ૧૪૪ )

મૂળમા વસ્ત્ર ખસી ગયાથી હાથ ઢાકવાની વાત છે. [૨] અહી કવિ ફરી વસ્ત્રનો છેડો ઢંકાવે છે. એજ પ્રસંગમાં નીચેની બે કલ્પનાઓ તેણે નવી જ ઉમેરી છે—

૧ કુહુક લેઇ ઉઠાલી આવતુ ઝાલિ હાત્રિ,
સાન જાણી એહ પરિતુ ગ્રહુ મિતા નાથ
૨ સખીનિ ચુંબન કરિ નિ ધરિ ગાલ કપોલ,
કટાક્ષ રાખિ લલિત ભાખિ, નયન તા અતિ લોલ

ઉત્તર કાદંબરીમા પણ એક જગ્યાએ મૂળના તર્કમાં સ્વકલ્પનાનું મિશ્રણ કરી ભાલણે રસ બહલાવ્યો છે. વિલાસવતીના વિલાપમાં આટલુ છે કે, ' હુ સમજતી નથી કે જન્મ પછી તારા બાલપણને સંભારીને શોક કરૂ કે યૌવનને વિસ્તારતી વર્તમાનરૂપ શોભાને ' સભારી ? [૩] ભાલણે એ બાલપણ અને યૌવનનુ ચિત્ર આમ દોર્યું છે—

૨ मुहुरनिगलिताशुकसम्भ्रमाद्द्विगुणीकृत भुजयुगलप्रावृतपयोधरतया दत्तालिङ्गनसज्ञेव ।

३ नजानाम्येव किमाजन्मत प्रभृति शैशव ते स्मृत्वात्मानमनुशोचामि ।
उत यौवनाभोगकारिणी वर्तमाना रुपशाभाम् ।

" શૈશવ સમરી તાહારૂં રે, આવિ અતિ ઘન શોક;
રમતું જોઇ તૂહને પહુજી ! કહેતા લોક
યૌવન દેખી તાહરૂં રે દૃ અતિ થઇ રળિયાત,
જાણ્યુ વહૂ ધરિ આવશિ, થાઇશ વરની માત "

આમાં ભાલણનો વત્સલરસ ઝળકી રહ્યો છે.

એક બીજી જગ્યાએ તો તેણે વત્સલરસનું પોતાની કલ્પનાથી ૪ અપૂર્વ ચિત્ર દોર્યું છે:—

" વાત કરતી એમ કહિ, ' મિથ્યા ગયુ એ કાલ '
હદિ શ ચાપ્યુ નહી ચુબન દેઇ બાલ '
નાહાના નાહાના દત [બનિ સુદર મુખનુ વાન,
પુત્ર હસતુ નહી દીઠુ કરાવતા પયપાન '
ચરણ વાગિ ઘૂઘરી, અ ગુલી વલગુ જાય,
એ સુખ દૃ પામી નહી ! હવિ કરૂ કિશુ ઉપાય ?
નેસાલીથી ભણી આવિ, પાટિ ખડિઉ હાથિ
આઇ ' કહી બોલાવતુ ધગિ બાલ વાલિ બાથિ,
એ ઉરિઉ વીતુ નહી, જે પુત્રમાતા નામ ' " ( પૃ. ૪૧–૪૨ )

શૂદ્રકને સ્નાન કરાવતાં દાસીઓની પરસ્પર વિનોદ–ઉક્તિ ભાલણે નવી દાખલ કરી છે·—

" એક કહિ રહી કા અલગી ? એટલામા હા શ થાકી ?
એક કહિ, ના, એ અતિ શીલી પ્રમદા છિ અતિ પાકી !" (પૃ ૧૦.)

એક તર્કમાં ફેરફાર કરી મૂળના શબ્દોમાંથી કવિએ એક નીતિનો સિદ્ધાન્ત ઉપજાવ્યો છે. મૂળમા એમ છે કે, " કેવળ સ્વાર્થ સાધનારા ધૂર્ત લોક..........ઠગવિદ્યામાં પોતે કુશલ

હોવાથી બીજા કેટલાકને એમ સમજાવે છે કે, દ્યૂત રમવું એ વિનોદ છે, પર સ્રીનો સમાગમ કરવો એ ચાતુરી છે, મૃગયા એ કેવલ શ્રમ છે, મદ્યપાન કરવું એ જ વિલાસ છે,......"[1] આ તર્ક ફેરવીને ભાલણ નીચે પ્રમાણે નીતિનો સિદ્ધાન્ત બાંધે છે—

"દ્યૂત, આસવ અનિ મૃગયા સેવવી પરદાર,
વ્યસન સઘલા ઉપજિ તે થકી સવિ સંસાર" (પૃ ૭૩)

કાદંબરી ભાલણે 'રસિક મુગ્ધ' જનોના 'બોધ' ને સારૂ લખી હતી, એમ તે જાતે જ કહે છે, પણ એ રસિકવર્ગ કયો? રા. કેશવલાલ ધ્રુવ 'કવિના રસિક નાગર યજમાનોનું અહીં ગર્ભિત સૂચન'[2] જુએ છે, પણ એ માટે આધાર જણાવ્યો નથી. પણ આટલી વાત ખરી છે કે, નાગરોનો (પાટણના) એના કાવ્યો માટે મોહ જાણીતો છે, વૃદ્ધ નાગર સ્રીઓ એનાં પદો હજી પણ ભાવથી ગાય છે, અને અહીંના મજમુદાર કુટુંબ તરફથી એની છબી અને પૂજાસાહિત્ય પાટણમા હતુ ત્યા સુધી તેનું પૂજન કરાવવામા આવતું અને તેની સમાધની પૂજા તો દર વર્ષે હજી સુધી થાય છે. એનાં કાવ્યોની હસ્તપ્રતો જોઈશું તો તેમાંની ઘણી નાગરોએ જાતે લખેલી અથવા તો અન્ય પાસે લખાવેલી જોવામા આવશે એ સમયના બીજા ઘણા વૈદિક કવિઓના કાવ્યોની થોડીક જ પ્રતો જળવાઈ રહી, જયારે ભાલણની આટલી સંખ્યામાં કાયમ રહી, એ પણ નાગરોને લીધે; ઘણી ખરી પ્રતો એમને ત્યાથી મળી છે.

---

૧ अपरेतु स्वार्थनिष्पादनपरै .... द्युत विनोद इति, परदाराभिगमन वैदग्ध्यमिति, मृगया श्रम इति, पान विलास इति .. .. ..

૨ કાદમ્બરીની ટીકા, પૃ. ૧૭૪.

ભાલણે નળાખ્યાન બે વખત રચ્યું હતું. તેનું બીજી વખતનું નળાખ્યાન પ્રકટ થયું છે, પણ પહેલું હાથ લાગતું ન હતું. બીજી વખતના નળાખ્યાનમાં જણાવેલી રચ્યાસાલ વિષે કંઈક શક જવાથી તેની પ્રત "ગુજરાતી પ્રેસ"ના સંગ્રહમાં હોય તો મોકલવાનું મારા મિત્ર રા. રા. નટવરલાલ ઇચ્છારામ દેસાઇને લખતાં તેમની પાસે નળાખ્યાનની જે પ્રત હતી તે મને મોકલી, પણ એ કાવ્ય ઉઘાડીને જોયું તો છાપેલા કરતાં જુદું જ જણાયું. ધ્યાનપૂર્વક વાચી જોતાં તે તેની પ્રથમની કૃતિ માલૂમ પડી અને મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. આ પ્રમાણે ખોવાયલું ધારવામાં આવતું રત્ન હાથ લાગ્યું.[1]

**પ્રથમનું નળાખ્યાન (અપ્રકટ).**

ભાલણનું બીજી વારનું નળાખ્યાન બહુ ઉતરતા પ્રકારનું છે. તે સંસ્કૃતના અનુવાદ જેવું જ છે. તેથી પ્રેમાનન્દના નળાખ્યાનની સરખામણીમા વ્યાજબી રીતે જ હલકા પ્રકારનું તેને ગણવામાં

---

૧. કદાચ એમ શંકા ઉઠાવવામા આવે કે, પ્રથમનુ નળાખ્યાન નાશ પામ્યુ તો શી રીતે નીકળ્યુ ? તેના ઉત્તરમા જણાવવાનું કે પ્રથમનું નળાખ્યાન નાશ પામ્યુ હતુ એમ કહી શકાય નહિ માત્ર નાગર તરફથી નહિ મળવાના કારણે ભાલણે તે ફરી રચ્યુ હતું. ભાલણના મરણ પછી પ્રથમનુ નળાખ્યાન બહાર આવ્યુ હશે. આ નળાખ્યાન ( પ્રથમનું ) માં ભાલણનું નામ અનેક જગ્યાએ છે તે બીજી વખતના નળાખ્યાન કરતા તદ્દન જુદું જ અને ઉંચા કવિત્વવાળુ છે, એની શૈલી ભાલણની ઉત્તમ કૃતિઓને મળતી છે, ભાલણ પછી તુરત થયલા નાકરના નળાખ્યાંનમા એની સ્પષ્ટ અસર છે, એની પ્રાચીન પ્રત ( સં. ૧૭૩૫ ) મળી છે, ઇત્યાદિ કારણોથી એ ભાલણની પ્રથમ કૃતિ જ છે.

આવે છે. ૧ પણ આ કાવ્ય (પ્રથમનું) તેવુ નથી, એ એમાંથી ઉતારા આપીને સાબીત કરીશ. રા. બ. હરગોવિન્દદાસ કાંટાવાળાએ બીજી વખતના નળાખ્યાનનું વિવેચન લખતા છેક ઈ. સ. ૧૮૮૯ મા જણાવ્યું હતું કે, "કવિની પ્રથમ કૃતિ આના કરતા કદાચ વધારે સુંદર હશે એમ અનુમાન થાય છે. કેમકે ઉત્સાહના પહેલા તરંગનુ તે કાવ્ય હતું." ૨ એ વિદ્વાનનો આ તર્ક ખરો પડયો છે. એકદરે પ્રેમાનન્દના નળાખ્યાન કરતા આ કાવ્ય સહેજ ઉતરતું છે, પણ કેટલાક પ્રસગો તેનાથી ચઢી જાય એવા છે. સમગ્ર કાવ્ય બહુ રસિક છે અને આપણા સાહિત્યની ઉત્તમ કૃતિઓમાં સ્થાન મેળવે એવું છે.

આ કાવ્ય અપ્રકટ છે એટલે કંઇક વિસ્તારથી આપણે તે જોઇશુ. નળની કથા જાણીતી છે એટલે સાર આપવાની જરૂર નથી, માત્ર ઉત્તમ ભાગમાથી કેટલાક ઉતારા ટાંકીશું.

નળના રૂપનું વર્ણન કરતા કવિ એક અપૂર્વ કલ્પના કરે છે:—

"ચદ્ર સૂરજ પાખલે કુડાલુ થાએ છે વરમાતે,
તાહા કલ્પના-મહ' કવિને મને એહેવી આવી વાત.
નળના તેજ રૂપીઓ સૂરજ, જશ રૂપે શશી દેખી
બ્રહ્મા સાચુ જૂઠુ જોઇ, અતર ગતિ ઉવેખિ.
જેમ નાણુ જૂઠું જાણીને વણીક લઇને વાળે,
ત્યમ વિધાતા જૂઠા જાણી રવિ શશીને કુડાળે"

---

૧. રા હરિકૃષ્ણ કૃ ભટ્ટનો લેખ, બુદ્ધિપ્રકાશ, ફેબ્રુઆરી, ૧૯૦૩ સાક્ષરમાળા, અને Milestones in Gujarati Literature, p 47

૨ પ્રાચીન કાવ્યમાળા અક ૧૧, ગ્રથ વિવેચન

અર્થાત્ વાણીઓ કોઇની રકમ આવી ગઇ હોય, છતાં પણ ભૂલથી ખોટી ઉધરી હોય તો તે વાળી નાખવાને તેના ફરતું કુંડાળું કરે છે, તેવી રીતે નળના તેજ રૂપી સૂર્ય અને યશરૂપી ચંદ્રને જોઇ, બ્રહ્માને પોતાના બનાવેલા સૂર્ય અને ચંદ્ર જૂઠા લાગવાથી તેમની આસપાસ તે ચોમાસામાં કુંડાળું કરે છે—જળ કુંડું.

હંસ નળના ગુણ ગાઇને ગયા પછી, દમયંતીની વિરહ-દશાનું વર્ણન કવિએ આ પ્રમાણે કર્યું છેઃ—

" હંસવાણી હૃદે આણી પ્રાણ પરવશ થયો ઘણું,
ભૂખ ભાગી, પ્રીત લાગી, જાગી તો મન દામણું.
દુખ ધરતુ, સહી એ મરતુ, કરતુ કાંઇ સુઝે નહિ,
ઇંદુ બાળે, દેહ ગાળે, ટાળે તે મુકે નહિ
રાહુ દ્વિજપતિ ગ્રસવા માટે કોડેથી ડાળો ટળે;
મુખચંદ્ર ગ્રહેવા માહારું ઊતાવળો આવી મળે
૧ રાહુનું શિર હરિ છેદ્યુ, પુરાણિક કથા કહે;
વિરહિણીનુ છેદ્યુ તે મર્મ માંહે નવ લહે.
૨ જઠર રહેત રાહુને તો ઇન્દુ બળતો પાપીઓ,
વિરહિણીને પીડવાને વિધાતાએ આપીઓ.
અગસ્તે જે વારા ઉદધિ પીધો, શશી શે નવ જડ્યો ?
મંદરાચલ પડ્યો તે વારા પૂરણ કાં ભઇ નવ કર્યો ?

૧. ૨ સરખાવો નૈષધ —
ऋजुदृश कथयन्ति पुराविदो मधुभिद खलु राहुशिरश्छिदम् ।
विरहिमूर्धभिद निगदन्ति न क्व न शशी यदि तज्जठरानल ॥ ४–६६.
वदनगर्भगत न निजेच्छया शशिनमुज्झति राहुरसंशयम् ।
अशित एव गलत्ययमत्यरं सति विना गलनालविलाध्वना ॥ ४–६५.

આંખો મીચી દીધી એટલે બીજી કોઇ દાસી દોડતી જતી હતી તે તેને સામે અથડાઈ પછી, તે

" આવી દમયતીને કહે કો એક નર આ મન્દિર ગ્રહે
હવડા મુજને સશય થયો ઝાલુ એટલે નાશી ગયો
દૃષ્ટબધ વિદ્યાનો જણુ આવ્યો છે કો પુરૂપ પુરાણ.
તવ ઉઠી વેગે સુદરી, સાથે લીધી સર્વ કિકરી.
હાથા જોડી કરે આશ, તે વાર રૂપ કર્યું અ પ્રકાશ "

દમયંતીએ કહ્યું કે, મેડીમા છે તો એક બીજાનો હાથ ઝાલીને બધી દાસીઓની લાબી હાર કરીને (હાથા જોડી) ફરીએ તો તુરત પકડાઇ જશે આ યુક્તિ કરી એટલે નળે જાણ્યું કે હવે પકડાઇ જવાશે, તેથી તે પ્રકટ થયો.

દમયતીની આગળ નળ દેવની વકીલાત કરે છે, ત્યા પણ પ્રેમાનન્દ કરતા દલીલો વજનદાર વાપરે છે અને યોગ્ય વિવેક-મર્યાદા જાળવી છે. ઔચિત્યની દૃષ્ટિએ ભાલણનું નળાખ્યાન પ્રેમાનન્દના કરતા વખતે ચઢી જાય.

કળિયુગ નળના નગરમા બાર વર્ષ ભટકયો, પણ તેને રહેવાનું કોઇ સ્થાન મળ્યુ નહિ. શાથી? એનું કારણ મૂળ સંસ્કૃતમા કે પ્રેમાનન્દના આખ્યાનમા નથી. ભાલણે તે વિસ્તારથી લખ્યું છે –

" તેણે શોધ્યુ આખુ ગામ, વસવા કોએ ન મળે ઠામ.
જૂઠું જયા નવ બોલે કોય, તિહા તે જુગ, કહો, કયાથી હોય?
જયા સેવવા જનુની તાત, ત્યા તે જુગની, કયાથી વાત ?
બ્રાહ્મણ વેદકર્મ જયા હિ કરે, બીહીતો તે ત્યા કયમ સચરે ? "

આ અને એવાં બીજાં કારણો જણાવી કવિએ નગરના સદાચારનું વર્ણન કર્યું છે. વળી,

" દેખી પશુતણા તે ઘાત, મનમાહે અતિ થયો રળિયાત
વેદ ભણે, ગાઇ દ્વિજરાય, જાણી યજ્ઞ તે નાશી જાય.
સત્રમાહે દેખીને સુગ, હરખ્યો જુગ અણજાણે પુરા
વેદ વહત દીઠા જેટલે, નાઠો તે ત્યાથી તેટલે. "

વૈદર્ભીના કરૂણરસપૂર્ણ ત્રણ વિલાપ ભાલણના કાવ્યમાં છે, તેમાંથી એક જોઇએ –

" હા ! માહારા નાથજી ! કયા ગયારે હુને એકલી મેહેલીને વનરે ?
વજ્રપે કઠિણ કયમ થયુ રે વાહાલા તમારૂ મનરે ?
નલરા, નલરા, એમ ઓચરેરે.

× × × × × ×

વાક કશો પ્રભુ ! માહારો રે ? આવી કહો માહારા નાથરે.
દુખસાગરમા બુડતા રે કંથજી ! દીજે હાથરે. નલરા.
ધર્મરાય તહમો કાહાવીઆરે, તે મિથ્યા કરશો નામરે
આવી આલિગન દીજીએરે, મારા મનડાના વિશ્રામરે ! ,,
ચૉરીમાહે જે કહ્યુ રે, એક આપણુ ચિત્તરે,
તે જાહુ નવ કીજીએરે, શુ થયુ જુજુઉ ચિત્તરે ? ,,
મીટ આગળ દેખુ નહિ રે; ઉત્તર નાપો આજ રે,
કિયા કાજમા નાશી રહ્યા રે ? મુહને વાહોછો મહારાજ રે ! ,,
પ્રાણ ન જાએ પાપીઓરે; વાછુ, નાવે મર્ણરે
કંથ તજીને જો ગયારે, તો જઇએ કોને શર્ણ રે ! ,,
આ વન ગહન બીહામણુ રે, એકલી અબલા દેહરે,

કીધા પૂરવ ભવતણા રે કેમ ન આવે છેહરે ? ,,
મુખ સુકાએ માહારૂ રે, જળ પાઓ રાજાનરે
મેં તો એવા હીણા જાણ્યા નહિરે, વીરસેનના તનરે ! ,,
માહારૂ દુખ મુને છે નહિરે, દુખ તમારૂં થાયરે.
થાકયા થઇ જહુ વારા બેસશો, કોણ આપશે પાયરે ? ,,
હુ વનફળ આણીને આપતીરે, પિયુ ! શિતળ નીરરે.
સેવા સ્વામીની કરૂંરે, મન રાખીને ધીરરે. ,,
વાઘ સિંહને વાનરારે બીહાવે બળવંતરે
કોએ પણ કરતો નથીરે આણી વેળા અંતરે ,,
(એણીપેરે તે ટળવળેરે, ઢળીઢળી પડે મહીમાહરે.
વનવને શોધે કંથનેરે, દેખે નહિ તે કયાયરે). ,,
ઇન્દ્ર તજી મિં તુ વર્યોરે, તેહેને ચઢીઓ ક્રોધરે.
વૈરીના હૈયા નવ હારીએરે, તમો બળી છો જોધરે. ,,
માહારો પિતા પાસે નહિરે, એકલી આણે હારરે.
તમ વિના કો પરહરેરે કઠિણ થઇ, ભરથારરે ? ,,
આજ્ઞા મે લોપી નથીરે, કીધો નથી અન્યાયરે,
પાપ જે પૂરવ ભવતણારે, તે નીકળ્યા ન જાયરે ". ,,

દમયંતી અને નળ અંતે મળે છે, તે વખતે દમયંતી આ
તે નળનું મન મનાવવા વીનવણી કરે છેઃ—

" મુઝમાં મ જોશો દેષ, મનવાળીએજી મેં કીધો તો પરપંચ,
બોલ્યુ પાળીએજી.

તમો તેડવા કારણે ,, સ્વયંવર કેરો સંચ. ,,
પર્ણદત્ત આવીને કહ્યા ,, મુને ત્રણ એંધાણ— ,,
પંખી વસ્ત્ર હરી ગયો ,, તેણે રહ્યા માહારા પ્રાણ ,,

એક દહાડે કયમ આવશે , નળવિણ બીજો કોય ? ,,
એહ વિમાસી મોકલ્યો ,, કહેવા કારણે મુન્ય ,,
મેહેલ્યા ચારે દેવને, ,, મે તુ વરીઓ નાથ ,,
વૈશ્વાનર સાનિધે ગ્રહ્યો ,, તિ પ્રભુ માહારો હાથ, ,,
તે કયમ બીજાને વરૂ, ,, પશ્ચિમ ઊગે સૂર ? ,,
પાવક જો સીતલ થાએ, ,, સૂકે સાગર પૂર ,,
મનથી તહમો ન વિસરો, , સત્ય કરીને જાણ. ,,
ચિત્ત જો કંઇ ચળ્યું હોએ, ,, ચરણ તહમારાની આણ ,
રવિ, શશિં, પવન તે સાખીઆ," જો કાંઈ હોએ અસત્ય. ,,
કૂડું જો કાંઇ કહું, ,, તે મુઝને દેજો મૃત્ય ,,
ત્રણ વરસ રહી એકલી ,, જો કીધો કાંઇ અન્યાય, ,,
તેણે પાપે પ્રાણ એ , ,, માહારા તત્ક્ષણ જાય ,,
સત્ય કરીને જાણજો, , તહમોને આણવા કર્યો ઉપાય ,,
એહવુ કહીને કામની , ગાઢે કરે રૂદન " ..

છેવટે, આવી ફળશ્રુતિથી ગ્રંથની સમાપ્તિ કરી છે –

" આાણકપર્વતણી કથા જે સાભલે નરનાર
પામે સુખ સસારના, પુનરપિ નહિ અવતાર
દેહ પામે નહિ જે સાભલે, કરે ગાન,
રાજ પામે આપણુ જે સાભળે તા રાજાન
સાભળે પ્રેમ કરીને, પામે પદ નિર્વાણ
કહે ભાલણ બુદ્ધિમાને બોલુ એહ પ્રમાણ. '

[1] ભાલણનો દશમસ્કંધ પ્રાચીન કાવ્યમાળાના પ્રકાશક રા ખ હરગોવિન્દદાસ દ્વારકાદાસ કાંટાવાળાએ પ્રકટ કર્યો છે. એટલે એવડા મોટા ગ્રંથની હસ્તપ્રત જોવાની કડાકૂટ મટી ગઇ છે, અને સુગમતા પ્રાપ્ત થઈ છે.

દશમસ્કંધ (પ્રકટ)

દશમસ્કંધમાંહેનું શ્રીકૃષ્ણનું બાળચરિત્ર તે ભાલણની ઉમદા પ્રસાદી છે. એમા વત્સલ, શૃગાર અને કરૂણરસ કવિએ ઠાસી ઠાંસીને ભર્યા છે. એની અંદર લલિત સુકુમાર ભાવ અને હૃદયના ઉમળકાનું ભાલણે સુંદર દર્શન કરાવ્યુ છે અને સ્ત્રી-હૃદયની કોમળતા અને મીઠાશનું પાત્ર છલોછલ ભરી દીધુ છે. એ સુધાનું પૂર્ણ પાન કરતા સમય બહુ જાય અને ગ્રંથ પ્રકટ થઇ ગયો છે, એટલે આપણે થોડા થોડા ઘુંટડા પીને જ સંતોષ માનીશું. મૂળે જ એ લીલાનુ રસામૃત એવું છે કે, એની પૂર્ણ તૃપ્તિ તો મોટા મોટા મુનીશ્વરોને પણ થઇ નથી.

પ્રથમ વત્સલ રસ જોઇએ યશોદા પોતાનુ હૃદય પોતાના લાડકા કુંવર ઉપર આ રીતે ઠલવે છેઃ—

“ આગણડે રમો, મનમોહન ! તો મન માને માહારૂરે
પ્રાણપે મુજને અધિકું વાહાલુ સુંદર મુખડુ તાહારૂ રે.
શરીર મેલુ થયુ છે, સ્વામી ! પડઓ તો ન્હવરાવુ રે.
દ્રાક્ષ, ચરવી ને ચારોળી——કહો તે આપુ ખાવુ રે
લાણુ એક બેસો તો મનમોહન ! ગુથુ તાહારી ચોટીરે,
ફેવડેલ ઘાલીને ગુથુ જમ તે થાએ મોટીરે
નયણે કાજલ સારી, નિલવટ તિલક કરૂં કેસરનુ રે.
એને ઘેર કન્યા છે સુંદર, તે નામ લે છે વરનું રે
મારા સમ છે, હો, મનમોહન ! માખણ રોટી ખાઓરે,
ઉપર સાકર દૂધ શીરાવો, જયમ તમ મોટા થાઓરે. ’
શેલડી તા અતિશે સુંદર, કહો તો આપુ છોલીરે.
દાડમ પાકા છે અતિ રાતા, આગલ મેહેલુ ફોલીરે
આઘા પાછા જાઓ જેટલે, હૈડુ મારૂં કાપેરે.

જાણું રખે કો વૃષભ આવે, પ્રાણજીવનને ચાંપેરે.
કહ્યુ કરો જો કુંઅર મારા, તો તમને પરણાવું રે
રોધા સરખી રૂપે રૂડી વહુવર વહેલી લાવું રે.
તું તો સર્વસ્વ છે રે માહારે, બીજું ન ગમે કાંઇરે
ભાલણ પ્રભુ રઘુનન્દન દીજે એકવાર મુજને સાંઇરે. " (પદ. ૬૯)

આમા પોતાના બાળકને સુંદર રીતે સજવાની, તેને સારૂં -સારૂં 'ખાવું' આપવાની અને વહુવર વહેલી વહેલી લાવવાની આર્યમાતાની અભિલાષાનું ચિત્ર ભાલણે ખુબીબંધ દોર્યું છે.

યશોદા ઉદ્ધવને કૃષ્ણનું કરેલું લાલન કહી સંભળાવે છે, એ -દૃશ્ય પણ મનોહર છે –

" ઉદ્ધવ કહેજો, ઉદ્ધવ કેહેજો, દેવકીને એક વાતરે
પુત્ર તણા સુખ અમો ભોગવ્યા, હવે તમે થાઓ માતરે.
ખોળે બેસારી મે ધવરાવ્યો, હસતુ વદને મે દીઠુ રે,
એ સુખ તો તમો નથી પામવુ, અમ્રતપે અતિ મીઠુ રે.
કરૈં કરી નવનીત માગતો, પ્રેમે કરતો લાડરે,
એ સુખ તો તમો નથી દેખવુ, જો હિમે ગાળો હાડરે

× × × × ×

આખ આજતી ને તિલક કરતી, વાહાલો જાતો નાશીરે;
એ સુખ તો તમો નથી દેખવુ, જો કરવત મૂકો કાશીરે

× × × ×

ગોપી જે વારે ઓલભે આવતી, જૂઠુ જૂઠુ રોતોરે
તે કૌતક બ્રહ્માદિક આવી, વિસ્મય પામી જોતારે ( પદ, ૨૮૬ )

બાલસ્વભાવનું ભાલણે ઉંડું નિરીક્ષણ કર્યું હોય એમ જણાય છે. અન્યત્ર પણ 'મુખડું માખણ ખરડી ઉરે, ખરડયા છે બે હાથ,' 'છાયા દેખી આપણી રે ચાળા કરે અનેક,' 'પુચ્છ ગ્રહીને વછનું રે ઉભા થાએ આપ' અને

'રિખતો પાધરો ગૌધન વચ્ચે જાય, સર્પ સુતા તણી પૂછડી સ્હાય,"

× × × ×

કાદવે ખરડયો કૃષ્ણજી રૂવે, માતા આવીને કર ધુવે,
પુનરપિ પંક માહે કર મૂકે, બાલ બીહાવતા બહુ ઝબુકે;
ધાવતા ધીર થઇ હાર જ તોડે, આજતા આખના કાજળ ચોળે,
એક કહે હરિને, હાઉ આવે ! ધ્રૂજતો જઇ માતાને ધાવે, (પદ, ૩૪)

કવિ એક જગ્યાએ સ્નેહ અને સ્નેહાભાસનું તારતમ્ય આમ તાવે છે.—

' જશોદાના જીવન ઘેર આવો જે માગો તે આપુ
ઇચ્છા જે જે હોએ, વાહાલા ! તમને તે તે થાપુ.
જે દીઠેથી મુખ વણસાડે તેને ઘેર ન જઇએ
લોક દેખના રાવ કરે તેની વાતે હળવા થઇએ
પ્રીત તણુ પાણી એ મીઠું, સ્નેહ વિના શુ દૂધ ?
નયણા માહે નેમ જાણીએ, વચન કહુ છુ શુદ્ધ
મન ઓળખે નહિ તે મૂરખ, મન વિના શું મળવું ?
મોએ મીઠું ને મન મેલુ, તેથી રહેવુ અળગુ " (પદ, ૧૫૩)

આ ભાવની ભાલણ પછી ત્રણસે વર્ષે થયલા દયારામે ઘણી ગરાબીઓ ગાઇ છે

વિરહાતુર વ્રજાંગના પાસે કવિ આ પ્રમાણે ઉદ્ગાર કઢાવે છે —

" રાત દિવસ હું ટળવળું, પણ સ્વપ્ન માહે નવ દેખુંજી.
એક જીહવાએ શું કહુ, તે દુખ તણું તા લેખું ?
આગણડે ઉભી રહુ: જાણું, આણી વાટે આવેજી
નયન કટાક્ષે નીહાળતા તનનો તાપ સમાવેજી
મોહન મુખના મરકલડા સભારી સભારૂ જી
જોતા જીવ તપે ઘણું, પણ સ્વજન રાખે વારી
× × × ×
ગો દોહતા એમ જાણુ, આ દૂધ હરિને પાઉજી.
વળી વિમાસણ એમ કરૂ, કયમ દુર્જન માહે સમાઉ ?
× × × ×
લાજે કહી શકુ નહિ એનડી ! તુજને કાઇજી.
એક વાર, જાણું, ઓચિંતા સુદરવર દે સાઇ
મનમા ઇચ્છા અતિ ઘણી, કહૂ નહિ પ્રકાશીજી:
વિધાતાએ શે નવ સરજી નન્દના ઘરની દાસી ?
આશા કીજે અતિ ઘણી, પણ દૈવ તણે વશ પ્રાણીજી.
એવું વાહાલુ કો નથી જે હરીને આપે આણી " ( ૫૬, ૧૭૦ ,

વિપ્રલંભ શૃંગારના આવા ઘણા પદો છે સભોગનાં તો તેથીઃ ઘટ્ટ રસથી ભરેલા છે. ભાલણની દાણલીલા, માનલીલા અ ભ્રમરગીત પ્રેમાનન્દ કરતા તો સારા છે જ, પણ નરસિંહ અ દયારામથીએ ઉતરે તેવા નથી.

કરૂણરસમા તો કવિએ હદ વાળી છે. કૃષ્ણને પાછા ગો લઇ જવા નન્દ જે વિલાપ કરે છે, તે હૃદયને ચીરી ના એવો છે.

" આજ મારે ઘેર આવોરે, મારા લાડકડા કુંઅર !
તાત કહી બોલાવોરે, શામળીઆ સુંદર !
આતા ! એમ ન કીજીએ હો ! મારા લાડકડા કુંઅર !
તું વિના કંઈ પેર રહીએ હો ! શામળીઆ સુંદર !

× × × ×

દાઝી વ્રજના ઝુંપડા મંડાવું રે અવાસ,
સાત ભૂમિના માળીઆ; જાણીએ શું કૈલાસ !
તારા સમ જો મોકલું, ઢહીએ ચારવા ગાય
ગૌ દોહોવાનું નહિ કહે તુજને તારી માય.
હળધર રહે તો અદિ ગ્રહે, તમે મ દેશો છેહ.
તમ સાથે છે અતિ ઘણો વ્રજવાસીને નેહ

× × × ×

માત પિતા કેયમ ટળે, જેથી ઉપન્યું અંગ ?
ફાટે પણ ફીટે નહિ ચોલ તણો જયમ રંગ
હું ઘર જાઇશ એકલો, મરશે તારી માય.
હુંએ પણ જીવું નહિ, તું વિણ વહીએ ન જાય.
જો દયા મન આવે નહિ તો હાથે મારો શ્યામ !
કંસ જેણી પેર મારીઓ, તેમ વ્રજનો કેડો ઠામ.

× × " ×

કાલાવાલા શું કરૂં, જો નહિ કારમી પ્રીતિ ?
ભાલણ પ્રભુ રઘુનાથજી ! જાણો દશરથરાયની રીતિ. ' (પદ, ૨૨૯)

કૃષ્ણ મથુરાથી ગોકુળ પાછા ન ગયા, ત્યારે યશોદા જેવી પુત્ર-માતાએ કલપાંત કરવામાં બાકી રાખી નહિ હોય. પરન્તુ, ભાગવતમાં અને પ્રેમાનન્દના દશમસ્કંધમાં એ પ્રસંગ

ઉપર કવિતા નથી. ભાલણ એ પ્રસંગ જવા દેતો નથી. એનું હૃદય આમ દ્રવે છે.—

" મીઠડા માવજીરે ' મારે મંદિર આવો
પ્રેમે પીરસુ પરમાનન્દ ' દૂધ ને દૂધ શીરાવો
મથુરા રિદ્ધિ પામ્યા ઘણી, વાધ્યુ છે અતિ તેજરે.
સહી જાણજો મારા સરખુ કો નહિ આણે હેજરે
ધવરાવીને હૈડે ચાપતી, તેમ દેવકી નહિ ચાપેરે.
રોમાચિત મારી દેહડી થાતી, તેમ તેની નહિ કાપેરે.
માતા નહિ થાવુ તમારી, ધાવ કહીને જાણોરે
મે બાધ્યો જે માખણ માટે, તેણે રોષ ભરાણોરે.
કાલિંદી માહે તમ ઉપર જે હુ નવ ઝપાવીરે.
જાણુ છુ, તે વાત સભારી રીસ મનમાહે આવીરે
તે દીધો તેમ કો દે નહિ પ્રીત કરીને છેહરે
ભાલણ પ્રભુ રઘુનાથ ' સભારો એક " ઘડીનો નેહરે (પદ, ૨૪૧)

આ કાવ્ય કવિની છેલ્લી પણ શ્રેષ્ઠ કૃતિ છે એમાના ચૌદ પદ અને પંદરમુ અપૂર્ણ પ્રા. કા. માળામા ( અંક ૧૧) છપાયા છે. ' ગુજરાતી પ્રેસ ' ની પ્રતમાં એકંદરે ૪૦ પદો છે, એટલે ૨૫ વધારાનાં છે.[1] એ પ્રત પાટણમાથી ઉતરાવવામા આવી હતી. મૂળ પ્રત તપાસ કરતા

**રામબાલ–ચરિત**
**( થોડુ પ્રકટ )**

---

૧ આ પ્રતના પદો અને પ્રકટ થયલા પદોના અનુક્રમમા ફેર છે. આ પ્રતનું નવમુ પદ પ્રકટ થયલામા નથી અને પ્રકટ ૧૩–૧૪ ના અંકવાળા પદો હાથપ્રતમા ૧૯–૨૦ ના અનુક્રમમા છે. પાઠાતરમા પણ કેટલોક ફેર છે. હાથપ્રતનો અનુક્રમ વધારે યોગ્ય જણાય છે, જ્યારે તેમા અશુદ્ધિ વિશેષ પ્રમાણમા છે.

મને મળી શકી નથી, એટલે એ કાવ્ય પુરૂં લખ્યુ છે કે મળી આવ્યું છે ત્યાં સુધી લખીને અધુરૂં મુકયુ છે, તેનો નિર્ણય કરવા હું સમર્થ થયો નથી. પણ અનુમાન એવું છે કે, એ અધુરૂં જ રહેલું હોવું જોઇએ, કારણ કે, પૂરૂં લખાયું હોય તો હાલ છૂટા પદો મળે છે, તે કરતા દશમસ્કંધની પેઠે પદ્ધતિસર ગ્રંથમા સાંકળેલાં હોત. પ્રાપ્ત પ્રતમા ૪૦ મું અપૂર્ણ છે, અને સીતા-સ્વયંવરમાં રામ ચાપ ચઢાવવા ઉભા થાય છે, ત્યા સુધી વૃત્તાંત છે.

રામબાલચરિત મોટે ભાગે વત્સલરસથી જ ભાલણે ભર્યું છે. એ દશમસ્કંધના રસ કરતાં ઉતરે તેવો નથી. બાળસ્વભાવનું ચિત્ર તો એથી પણ ઉચ્ચ પ્રતિનુ છે. પ્રકટ થયલાં પદોમાંથી ઉતારા આપીને વિસ્તાર વધારવાની જરૂર નથી. અપ્રકટ પદોમાથી થોડાંક જોઇશુ:—

કૌશલ્યા રામને આ રીતે ઝુલડી પહેરાવે છે —

“ કરમા લીધી ઝુલડી ને પાડે કૌશલ્યા સોર—
રામ ! આવો રંગમહોલમા, હુ આપુ કનકનો મોર.
ઉષ્ણકાળનો ઉન્હો વાયુ, કરમાય કોમળ અંગ.
પાયે પહેરાવું મોજડી તમો રમો સખાને સંગ.

× × × ×

હુ એ ધાલુ સુખડી ને મેવા લ્યો મ્હોમાગ્યા
ભૂમંડળના ભૂપતિ કહેશે, નાહાના નરપતિ નાગા !
કૌશલ્યાએ કર ગ્રહીને પહેરાવી બે બાલ,
દ્રસ દશી કૌસ્તુભમણિ મગખી, જેમ ન ભૂલે કયાય

ઝળકતી શી ઝુલડી પહેરાવી માના કરે ચુંબન.
ભાલણ પ્રભુ રઘુનાથ માહારાને સોંપુ તનમનધન" (પદ, ૧૬)

બાલ-સ્વભાવનાં દશ્યોમાં નીચલુ' મનોહર છે:—

"આજ રૂડો દહાડો રંગીના રામે લીનો આડો.
આડો કરે છે અતિ ઘણો ને પછાડે બે પાગ

આકાશને ઉતરડી જનની! આદિત મુજને આપ
દિનકરથી આ દેહ તમારો, મહા મોહોટો સંબંધ—
સમજાવ્યો સમજે નહિ, અર્ભક વસમો કરતો ધંધ.
દશરથ દહાડી દુખ ધરતા જે બાલ વિના બલ્યું રાજ.
આજ તો ભૂપતિ અતિ અકળાણા, માતા આવ્યા વાજ.
હિરલા કેરી ગુંથી ઉદાણી, મણિ મુકતા ચોપાસ;
કૌશલ્યાએ કરમા આલી, હરિને આવ્યુ હાસ
આડો જોવા આદિત થભ્યા, વિસ્મે પામ્યા સુર.
ભાલણ પ્રભુ રઘુનાથ—ભરાણા બ્રહ્માડે ભરપૂર" (પદ ૨૨.

વળી,

"કર કાશી, ઘુઘરડા ને ગેડી. મૈયા રજ લુહે તેડી તેડી
નિરંજન નાહના ને નાગા-દેખી અમર તણા ભય ભાગ્યા
આઘા લાવે ને પાછા દોડે, ફરે રવિશશી જેમ જોડે
રમતા આવે ને ગાયને બેટે વાત્રા વસ્ત્ર છુટે કટિ હેઠે.
કરે કૌતક કોટિ અનંત, ખેલે ભાલણ પ્રભુ ભગવંત." (પદ, ૨૪)

નીચેના પદમાં જણાવેલી બાલચેષ્ટાઓ પણ સુંદર છે:—

"નેત્રસરોજ અંજાવતા દોડી દૂર પ્રભુ જાય.
કાજળ ખરડીરે આગળી જનની અતિરે અકળાય.

આતા ! આખ અ જાવીએ, નૈતમ ! દુખે નહિ નેણ.
આખથી આદિત ઉપન્યા—માનુ, મિથ્યા છે વેણ.
પાએ ઉરાડે રેણુકા, માતા મન ધરે રીસ.
એ રજ શિવજી શોધે સદા, વિરચી ચઢાવે શીષ.
મહેલો માહ્ય મસ્તી કરે, કુઅર દોડયારે દોડય.
હોડે પડયા હારે નહિ; જોવા સરખી જોડય.
ખાતે ખોળામા ખેલતા વળી વળી કરે પયપાન.
ભાલણ પ્રભુ રઘુનાથજી ઓળખ્યા અંતરની માહ્ય” (પદ, ૩૦)

આ પછીના પદમાં પણ—

“કરમા લીધો છે લાકડો, વીંટી વળ્યા છે કાગ,
સુરપતિ જુએ આકાશથી, ધન્ય ધન્ય દશરથના ભાગ્ય !

× × × × ×

બ્હાર ના જાશોરે, બાળકા ! રાક્ષસનુ સબળ છે જોર.
જાગને જગ્ન ઝંપાઇ ગયા, મુનિને કષ્ટ છે કઠોર.
રાક્ષસ માહારા રમકડા, મારૂં તેઓને તીર
દશશીશ દળવાને દોડશુ, ધરાવુ ધરણીને ધીર
વાણી સુણીને વિસ્મે થયા કાઇક કરશે ધધ
બહુ ફળ બેઠા શેલડી, સોને વળગ્યુ સુગધ.
દૂરથી આવે હરિ દોડતા જનની બેઠી હોય જ્યાહ્ય.
કાજળે ભુસે છે કાચળી બેશી ખોળાની માહ્ય
ધાવી ધરાઇ કરે કોગળા, સૌને છાટે શરીર;
એહા થઇએ જો આપણે, ધર્મધુરધર ધીર !
છેડો ઝાલી માતનો ઢોળી પાડે છે ધર્ણું.
ભાલણુ પ્રભુ રઘુનાથજી ! રાખો સદા તમ શર્ણું.” (પદ, ૩૧)

"[2]ઝાડતળે જઇ જોવા ઉભી, મસ્તક ભમરો બેઠોજી
તે ભમરો ઉડાડતાં રે, માહારી ઝાપટે લટ છૂટી સાભળ૦ ૫
હવડે કાજળ સાર્યાં હુતાં, આવડાં ક્યારે લોહ્યાંજી ?
એહવો રસીઓ કોણ મળ્યો, તારે નયણે નીર ઢાળ્યાં ? સાચું બો૦ ૬
વૃંદાવનમાં મારગ જાતાં, ખેસે આંખ ભરાણીજી,
ચોળી-રોળી કાઢતાં, માહરાં કાજળીઆં રેલાયાં. સાભળ૦ ૭
[3]આહવી તાહરી કોમળ કાયા, હેડે હાર હરખી ઉઠયાજી
એહવો રસીઓ કોણ મળ્યો, તાહરા રૂદયે નહોર દીધા ? સાચું બો૦ ૮
[4]સુંદર પોપટ આવ્યો હુતો, દીઠો નોતો-મે સાહ્યોજી,
તે પોપટે મુને ડંખ જ માર્યો, તે ઉડતાં નહોર જ લાગ્યા સાભળ૦ ૯
[5]કાળો અતલસની ચોળી શીવડાવી, આ વળી કયાં રોલાણીજી ?

---

૨ ભાલણ—ભમરો ત્યાં આવીને બેઠો, ઉડાડતાં શીર છૂટ્યું જી;
યત્ન કરીને બાંધતાં વચ્ચેથી નાડું ત્રુટ્યું. સા. ૪
દયારામ—કાળો તે ભમરો શિરપર બેઠો, ઉરાડતાં, સેર છૂટીજી,
જયમતયમ કરીને બાંધતાં, વચમાંથી નાડી તૂટી સા. ૧
૩ ભાલણ—હાર હૈડે ઉઠેગો છે, કોમળ તારૂં અંગજી
જાણિયે છે જે વાલો મળીઓ, દીધું આલિંગન. સા. ૧૧
૪ ભાલણ—પોપટ અતિશે મીઠાં બોલો, દીઠોને મે ઝાલ્યોજી,
ચંચલ નખ દઇને વછૂટયો, તત્ક્ષણ નાસી ચાલ્યો. સા. ૧૫
દયારામ—મધુરાં વાયક પોપટ બોલ્યો, તેને મે જઈ ઝાલ્યોજી,
ચંચલ ચાંચ ભરીને નાઠો, તત્ક્ષણ ત્યાંથી છૂટો સા. ૧૬
૫ ભાલણ—અતલસની નવી શીવડાવી, સહીઅરે વખાણીજી,
તે ચોળીની કસ કયમ ત્રુટી? આવડું કયાં ચોળાણી? સા. ૫
દયારામ—આ ચોળી અતલસની પેહેરી, સહીઅરે વખાણીજી,
ચોળીની કસ કહાં તૂટી? તું આવડી કહાં ચોળાણી? સા. ૫

"એવો રસીઓ કોણ મળીઓ, તાહરી ચોળી ચ ચોળાણી ? સાચું બો૦ ૧૦
દરજીરે મુઓ ભંગીચંગી, ચોળી શીવી તગીજી,
ભર જોબનમા રે પહેરતા, ચોળી તડાક દઇને તુટી. સાભળ૦ ૧૧
[૬]અવળો ચરણો પહેર્યો સુંદરી ! જયમતયમ માઠી વીંટીજી.
એવડી ઉતાવળી શી હુતી, તે વસ્ત્ર પહેર્યા વાળી ? સાચુ બો૦ ૧૨
[૭] સરખી સૈયરોમા સાદ જ પડીઓ ને ભર નિદ્રામાથી જાગીજી,
સૈયરકેરે કારણે મે વસતર પહેર્યા વાળી. સાભળ. ૧૩
[૮] આવડા પુષ્પો કયાથી લાવ્યા ? કયા તમે બ્હેકી આવ્યાજી ?
એહવો રસીઓ કોણ મળ્યો, જે ફુલમા પોટાડયા ? સાચુ. ૧૪
[૯] પ્રથમ પોળે પેસતારે અમને સાહામા મળીઆ વનમાળીજી,
ફુલ લઇને માહરે મસ્તક મેહેલ્યુ, વાચા તેની પાળી સાભળ ૧૫

---

૬ ભાલણ—ચરણો અવળો કયા પહેર્યો ? જયમત્યમ વી ટી કાળીજી,
સ્વસ્થ થઇને સુદરી ! પહેરો વસ્ત્ર વાળી. સા ૧૭
દયારામ—અવળો ચણીઓ કેમ પહેર્યો છે ? જેમ તેમ વી ટી સાડીજી
સજક થઇને સુદરી ! હાવા વસ્ત્ર પહેરોની વાળી સાચુ ૯
૭ ભાલણ-સાદ ત્યા સહીઅરે કીધો, ઉતાવળ અધિકેરીજી,
જયમત્યમ વીંટીને નીસરી, હવે પહેરશું ફેરી. સા ૧૮
દયારામ—સાદ ના સૈયરે કીધો, ઉનાવળી વેગે ચાલીજી,
અવળો ચણીઓ પહેરી દીધો,હવે વસ્ત્ર પહેરીશુ વાળી. મા ૧૧
૮. ભાલણ-ફુલ આવડા કયા થકી ? મારગ કોણે આપ્યાજી ?
એવો રસીઓ કોણ મળ્યો, પ્રીત કરીને થાપ્યા ? સા ૭
દયારામ--આવડા પુષ્પ કહાથી વાટે ? તુજને કોણે આપ્યાજી ?
એવો ર ગરસીઓ કુણ મળીઓ, પ્રેમ કરીને થાપ્યા ? સા. ૭
૯ ભાલણ-વાડી થકી ઘેર આવતા, મને મળીઓ શ્રીવનમાળીજી,
સમ દઇને તેણે આપ્યા; વાચા તેની પાળી. સા. ૮

' હરિ કાજે હાર ગુથાવુ ને ઝીણા વેહ પડાવુંજી,
વનમાળી માહરે ચિત્ત હોય તો, શર્ણે જઇને પહેરાવુ. સાભળ. ૧૬
જે પુછ્યુ તેનો ઉત્તર આપ્યો ને બોલતા બધાણીજી.
મહુ સહીઅરમા સમોતી થાવા, સવગે વાત વચાણી સાભળ ૧૭
ગાય શીખે ને સાભળે રે એહવી પ્રેમી જનની વાણીજી.
નરસૈ યાચ્યા સ્વામીનેરે ભજતા, પાવન થાએ પ્રાણી." સાભળ. ૧૮

ભાલણે નરસિંહના એક બે ભાવ છોડી દીધા છે, તેમ જ ઘણા નવા ઉમેર્યા છે, પણ તેની ૯ કડીઓના ભાવ તો કાયમ રાખ્યા છે; અલબત્ત તર્ક અને ભાષામાં કંઇક કંઇક ફેરફાર કર્યો છે પરન્તુ, ભાલણે નરસિંહના પદ ઉપરથી જ પોતાનું પદ રચ્યું છે, એમાં શંકા નથી. દયારામે નરસિંહના પદનું નહિ પણ ભાલણના પ્રતિબિંબનુ અનુકરણ કર્યું છે, એમ એ ત્રણે પદો મેળવતા સ્પષ્ટ માલૂમ પડે છે તો પણ એટલુ તો ખરૂ કે, દયારામે પણ નરસિંહનું પદ જોયું તો હોવું જોઇએ. કેમકે એની ગરબીની પ્રથમ પંકિત ' સાભળ રે તું સજની માહારી! રજની કયા રમીઆવીજી ?' એણે નરસિંહના પદની પ્રથમ પંક્તિ ઉપરથી લીધી છે, ભાલણની પ્રથમ પંકિતતો " કહે રે મુને કામિની તુ કા શ્વાસ ભરાણીજી ?' એવી છે. વળી, સંવાદના છેલ્લા શબ્દો ' સાચું બોલોજી ' દયારામે નરસિંહમાથી લીધા છે, એ ભાલણમાં નથી આ પ્રમાણે નરસિંહની અસર ભાલણમા છે ભાલણનો સમય નક્કી કરતા આ બીના ધ્યાનમાં રાખવા જેવી છે

---

દયારામ—સુરજકળાએ (પોળે?) હું જાતીહુતી, વાટે મળ્યા વનમાળીજી,
સમ ખાઇને મુને તેણે આપ્યા, તેની પ્રતિજ્ઞા પાળી સા.

હવે, ભાલણની અસર એના અનુયાયી કવિઓમાં જોઇશું

**નાકર**

મુખ્ય ત્રણ કવિઓ લેઇશું—નાકર, પ્રેમાનન્દ અને દયારામ. ભાલણ સોળમા શતકમાં થયો હતો, નાકર સત્તરમામાં, પ્રેમાનન્દ અઢારમામા અને દયારામ ઓગણીશમામા; તેમાંથી પ્રથમ નાકર લેઇએ. નાકરે ભાલણની માફક નળાખ્યાન અને મૃગીઆખ્યાન રચેલાં છે. ભાલણના પ્રથમના નળાખ્યાનની અસર નાકરના નળાખ્યાનમાં છે. બને કાવ્યો 'ગુજરાતી પ્રેસ'ના સંગ્રહમા અપ્રકટ સ્થિતિમાં છે, એટલે જરા વિસ્તારથી સરખામણી કરવી પડશે. બને કવિઓના નળાખ્યાનોમાં (૧) પ્રસંગ, (૨) તર્ક અને (૩) ભાષા એમ વિવિધ અંશોનું સરખાપણુ મેળવીશુ :—

(૧) કળિયુગ પુષ્કરનો પોઠીઓ થાય છે, એ પ્રસંગ મૂળ મહાભારતમા નથી, પણ બને નળાખ્યાનમાં છે. नैषधीय चरित દમયંતીના પરિણય સુધી જ છે, એટલે એમાંતો હોય જ નહિ, તેમજ नलचम्पू મા પણ નથી એથી એ પ્રસંગ નાકરે ભાલણમાથી લીધો હોય એમ સ્પષ્ટ જણાય છે.

(૨) તર્કનું સાદૃશ્ય આવું છે. નળ અને દમયંતી સંબંધી નીચેની કલ્પનાઓ બંનેમા સરખી છે—

ભાલણ—૧ વહેચી મેરુ મહાગિરિ નાખ્યો પાત્ર તણે તા પાણ,
તે શું દાન કર્યું મે મહીમા ? મન મોહોટી એ કાણ.
બ્રાહ્મણની તા વરૂણી કરતા સિંધુ નથ્યો ઉઅડિ, (!)
તો શું પુણ્ય કર્યું મે મનશુ ?—ચિંતા પામ્યો હાડે.
૨. કબરી પીછભાર મયૂરનો વહતા ગ્યા વિધાતા પાસ.
અર્ધચંદ્ર દઇ શિખી કાઢ્યો, પુછ પુષ્પપ્રકાશ.

નાકર—૧ સાભળો બોલ અમારા કહ્યા, બિ અપયશ નળ માથે રહ્યા.
સમુદ્ર ન આપ્યો તુલસીએ કરી, મેરૂ ન આપ્યો કટ કરી.

૨. મોરપીછ દમયતીના કેશ, બેહુનિ વાદ થયો નરેશ !
બ્રહ્મા આગલિ બેહુએ ગયા સત્ય બોલોનિ આણો દયા
પુષ્પ ચઢાવી બ્રહ્મા લાગ્યા પાય વેણી સમ તુલ્ય કયમિ ન થવાય,
બ્રહ્મા ખીજીને ઉચર્યા. અર્ધચંદ્ર કાઢયો પરવર્યા

ભાલણની આ બે કલ્પનાઓ સ્વતત્ર નથી, પણ તે નૈષધ ઉપરથી લીધેલી છે. જુઓ:-

१. विभज्य मेरुर्न यदार्थिसात्कृतो
न सिन्धुरुत्सर्गजलव्ययै र्मरु'।
अमानि तत्तेन निजायशोयुगं
द्विफाल बद्धाश्चिकुराः शिर.स्थितम् ॥ १-१६

२. अस्या कचाना शिखिनश्च किंनु
विधिं कलापो विमतरगाताम् ।
तेनायमेभि' किमपूजि पुष्पै-
रभर्त्सि दत्त्वा स किमर्धचन्द्रम् ॥ ७-२२.

કદાચ એમ ધારવામા આવે કે, ઉપરની કલ્પનાઓ નાકરે ભાલણમાંથી નહિ પણ નૈષધ માથી લીધી હશે, તો આપણે બીજા નાના તર્કોનું સામ્ય જોઇએ. એ તર્કો દમયંતીના પરિણય (લગ્ન) પછીના છે, એટલે નૈષધ મા હોવાનો સંભવ નથી:-

ભાલણ—૧ પુષ્કર કહે હવા રમો રાયજી ! પ્રણ કરીને નાર
× × × ×
વચન સુણીને હૃદય નળનુ ફુટવાને થાય

૨ તેહનું એક વસ્ત્ર કેમ કરૂં ? નાગો એ કેમ નીસરૂં ?
૩ નળ થકી જો બીજે સ્થાનક ચળ્યું ન હોય મન મારૂં રે.
૪ સિંહને દેખી શ્યામા કહે છે, તે દીઠા કહીં નળ ભૂપ ?
સુંદર ને સોહામણું જે મન્મથ જેવું રૂપ
૫ બાળક બહુ આવીને મળીઆ તેને એહેવી જાણીજી,
ધુળે છાંટે, મુકે હીંડે, હાહાકાર કરતા પ્રાણીજી.
૬. પગ ન ચાલુ પુરૂષ કોઇના; કહેનું ન જમું છાંડ્યું અન્ન;
\+ \+ \+ \+
પુરૂષ કોએ કરે જો હાસુ, ટેને દંડ ઘો નિરધાર.
૭. સીધ લાવે તેહની, તેહેને આપુ સહસ્ર ગાય
૮. બાહુકને આપ્યા શુભ અંગ, લેઇ બેસાર્યો ઉછંગ;
સુતના મુખ સામુ તે જોય, પામી દુખ ને ગાઢ રોય
માહરા સુતનો છે આકાર, તેણે મુઝનું આસુધાર.
૯. કહોને રૂડા કુળની નાર, વર વરશો બીજો ભરથાર ?
જીવતા બીજાને વરે, તુ વિના કોણ એવું કરે ?
નાકર—૧ કહિ પુષ્કર, નળ ! તુ અવિચાર, હવે ઓહો દમયંતી નાર.
એહવા વચન પિત્રાઇ કહિ, રાજા નળ દુખ હઇડિ ધરિ.
૨. એક વસ્ત્રિ એ જણા તાણું તો જાગિ એહ,
આહાથકી જો મેહેલી જાઉ માહારી નગન દીસિ દેહ
૩. મનસા વાચા કર્મણા સ્વપ્નમાહિ નર ન દીઠો કોય.
૪. વ્યાઘ્ર પરતિ વાણી હવી રે, પશુ કર મહારી સાર;
રૂડો નિ રળીઆમણો કહી દીઠો નળ ભરથાર ?
૫. પુહિ વાન નિ ઘણા બાળક મુંઆરવ અપાર.
કોઇક ગણા, કોઇક દડ્યા, દો કરિ કાદવ પ્રહાર.
૬. એંહૂ અન્ન હું નહિ જમું, પગે ન લાગું, નહિ નમું,
હાસુ કહીનુ નહિ ખમુ રે

૭. તેહનિ સહસ્ર ગાય સવછરૂ ઉપરિ લાખ ટકાનું ગામ.
૮. બાળક બિ લઇ આગળ મેહેલ્યા, હયડિ ચાપ્યા તન,
પિરિપિરિ પુત્રનિ નીહાળિ, રાજા કરિ રૂદંન,
માહારિ હુતા એવડા બિ બાલ, ઘણા દિવસ થ્યા મંદિર મેહેલ્યા
૯. આપણુમુ પીહર લીલા કરિનિ પીઉ મેહેલ્યો વિસારી,
શિવરા મંડપ વલી માડયો, એહેવી દીઠી કો નારી ?

(૩) હવે ભાષાનું સરખાપણું જોઇએ; કારણ કે, કદાચ કોઇ કહે કે, તર્કનું સામ્ય આકસ્મિક આવે, પણ ભાષાના સંબંધમાં તેમ બને જ નહિ.

ભાલણ—૧ અનિશે ઉજ્વલ સુંદર અંગ, રતનજડિત હેમમય સિંગ
૨ પખી દીઠો કનકની પાખ. અહેવા રાજાને થઇ ધાખરે,
૩ ઊફરાટી અબળા થઇ રહી, પ્રિયુને તે જાણી નમરે
૪. તમો વનમા વગુચો, હુ પિયર કરૂ રાજ્ય.
૫ વેગે લેઇ વધાર્યું ચીર
૬. નાગો દેખી તુહને અમો મોહ પામ્યા આજ.
૭ નળરા, નળરા, ઓચરે રે
૮. નહિ દેવી, હુ નહિ રાક્ષસી. કા સંદેહ મનમા આણો ?
૯. અન્ન ઉત્તમ રાધી જાણુ, ખટરસના જે સ્વાદ.
૧૦. વળી વિચારે, નારીનું મન જેવુ રાધ્યુ ભાત.
૧૧. આ રંડા કો સાથે આવી સુધી સીકોતરી નારીજી.
એણીએ ઉત્પાત જ કીધો, ગજની ઘટા ઉતારીજી.
૧૨ ઋતુપર્ણ કહે વચન, તમને મળવાનુ થયું મન

નાકર—૧. સોનાના સિંગને રૂપાની ખરી, પુષ્કર લાવ્યો ગોધલો મન કરી
૨ જો, રે રામા ! રમ્ય દિસિ કનકેરી પાંખ,
રાયનિ થઇ કલપના, ભક્ષ કરવા ધાખ
૩ અબળા ઉફરાટી થઇ, વસ્ત્ર નાખ્યુ રાય.

૪ આજ તમને વેશા પઢીછિ, પીઅર હું કરૂં રાજ્ય.
૫. વસ્ત્ર વધેરી ચાલીઓ.
૬. રાજા તુનિ નમન કીધો, હવિ થયુ મુજનિ સુખ.
૭. નળરા, નળરા, નારી ભણિ
૮ નહિ ગળસી, નહિ ગાધર્વી, નહિ હું મહામાઇ.
૯ અન્ન ઉત્તમ હું રાધુ.
૧૦. વળી વળી નળ ઇમ વિમાસે, શ્રી તે ગર્ભું ધાનજી.
૧૧. સીધી ભોજાતરી આ સાથે આવી; એ ગડતણા સર્વ કામ.
૧૨ અમિ જાણ્યું તમનિ મળતા જઇએ, રાજા ભીમ મોટુ નામરે.

આ સરખામણીથી ચોખ્ખું જણાય છે કે, નાકરના નળાખ્યાનમાં ભાલણના પ્રથમના નળાખ્યાનની નિઃસંશય અસર છે.

ભાલણ અને નાકરનાં મૃગીઆખ્યાનોમાં બહુ મળતાપણું જણાતું નથી; ઝીણી નજરે જોનારને વખતે જણાશે. પણ તેની ખાસ જરૂર નથી. ભાલણનું ધ્રુવાખ્યાન હાથ લાગશે તો એની અસર નાકરના ધ્રુવાખ્યાનમાં કદાચ માલૂમ પડશે.

ભાલણે કાદંબરીમાં 'સુણિ સુંદરી' અને 'ગેહેલી કુણિ કરી' એ વાક્યો સંવાદમા યોજ્યા છે[1] તેનું અનુકરણ નાકરે પોતાના મહાભારતના વિરાટ્પર્વના આખ્યાનમાં કર્યું છેઃ—

"રાય યુધિષ્ઠિર બોલીઆ, સુણો સુંદરી રે !
'તું મા આણીશ દુઃખ લગાર, ગેહેલી કાણે કરીરે ?'" [2]

૧ જુઓ પ્રકરણ ૫
૨ "વૈશ્ય કવિ નાકર—" બૃ કા દો ગ્ર. ૮ ( પ્રસ્તાવના, પૃ. ૪૪. )

આ પ્રમાણે ભાલણ નાકરનો પુરોગામી ઠરે છે. ભાલણની સમયરેખા બાંધવામાં આ હકીકત ઉપયોગી છે. તેની પૂર્વ સીમાએ જેમ નરસિંહ છે, તેમ પશ્ચિમ સીમાએ નાકર ઉભેલો છે.

**પ્રેમાનંદ.** ભાલણ અને નાકરના નળાખ્યાનોની ઉપર જે સરખામણી કરવામા આવી છે, તેમાંના કેટલાક તર્કો પ્રેમાનન્દના નળાખ્યાનમાં પણ છે, પણ એ તર્કો પ્રેમાનન્દે ભાલણમાથી નહિ પણ નાકરમાંથી વખતે લીધા હોય માટે ભાલણની પ્રેમાનન્દમાં સીધી અસર જોઈશું નીચેના તર્ક ભાલણ અને પ્રેમાનન્દના જ નળાખ્યાનોમા છે, નાકરનામા નથી —

ભાલણ – ૧. નારી સર્વને દમે દમયંતી સુંદર તા અભિરામ,
તેહવુ જોઇ તેણે પાડ્યુ દમયંતી તા નામ
૨ જેણે જઇ નળ રાજા જાચ્યો, તે બીજી વાર ન માગે
૩ રાહુનું શિર હરિ છેદ્યું, પુરાણિક કથા કહે
વિરહીણીનુ છેદીયું તે મર્મ માહે નવ લહે.
જઠર રહેત રાહુને તો ઇન્દુ બળતો પાપીઓ
૪. નળ તજી આપણને વરશે, તો તા સુરપતિનાયક
કદાચ વરશે નૈષધને, નહિ રહે આપણી લાજ.
બેહુ વાતે નહિ સરેરે જોવા ગ્યાથી કાજ
૫ હંસે ગુણ કહ્યાતા જેહ, નળ માહે દીસે છે તેહ

પ્રેમાનન્દ–૧. દમ્યું જગત સ્વરૂપ ઉદે કરીયુ, માટે દમયંતી નામ ધરીયું
૨. બ્રહ્માજીની સૃષ્ટિમા ન મળે કો જાચક રૂપ
નળને દાને દારિદ્ર છેદ્યા, ભિક્ષુક કીધા ભૂપ.

૩. શું કહીએ કમળાપતિને, રાહુનું મસ્તક નાખ્યું કાપી.
સિંહિકાસુતને શરીર હોત તો મુજને ચિંતા થોડી.
સુધાકરને ગળત પેટમાં, બળી થાત રાખોડી.
૪. પરણુશે નળ, આપણી કજેતી, છેદાશે અધરશું નાસાજી.
ગોળ મૂકીને ખોળને ખાએ, નોહે ચતુર પશુવતજી.
એહ પ્રકારે એને ન વરવી, માટે પાછા ફરવું જી.
૫. જેવું હંસે રૂપ વર્ણવ્યું, તેવું તમારૂં દર્શન હવું.

પરન્તુ ઉપરના પાંચ તર્કમાંથી પ્રથમના ચાર નૈષધમાં છે, એથી પ્રેમાનન્દે ભાલણનું નળાખ્યાન જોયલું કે નહિ, એ નક્કી કહી શકાતું નથી.

પ્રેમાનન્દે ભાલણની કાદંબરી વાંચી હશે? પ્રેમાનંદ નીચેના શ્લેષ પોતાના નળાખ્યાનમાં યોજે છે, એ ઉપરથી એવો પ્રશ્ન થઇ શકે છે:—

" કર્મત્યાગ પારધીએ કીધા, ગુણકાએ ગ્રહી લજ્જાજી,
ઉચાટ એક અધર્મીને વર્તે, સકંપ એક ધજાજી."

પણ આને માટે એવું કહેવામાં આવે કે, આ શ્લેષ મૂળ સંસ્કૃત કાદમ્બરી વાચવાનું પરિણામ હોય. પરન્તુ એક તર્ક તો મૂળમાં નહિ તેવો ભાલણનો ગ્રહણ કર્યો છે નીચેની તૂકના ઉત્તરાર્ધનો તર્ક મૂળમાં નથી, પણ ભાલણનો સ્વતંત્ર છે, એમ આગળ દર્શાવ્યું છે:—

" મુક્તા માલાઇ મુખ શોભિ, જાણી ઉડુગણિ ઇંદુ
ઉપમા જાણી કલંક કલા, ઇમ કુંકુમતિલક સુબિન્દુ."

એનો ભાવ પ્રેમાનન્દે આ પ્રમાણે લીધો છે—
" ઇંદુમા બિંદુ બીરાજે, જાણે ઉડગણ ભોમ."
એમા ભાષાનુ પણ મળતાપણુ છે.

નળાખ્યાન અને કાદંબરીની અસર કંઈક સંશયયુક્ત ગણીએ, પણ દશમસ્કંધ સંબંધી તેવું કંઈ નથી. ભાલણ દશમસ્કંધની પ્રેમાનન્દના દશમસ્કંધમા સ્પષ્ટ અસર જણાય છે. સરખાવો નીચેની થોડી પંક્તિઓઃ—

ભાલણ-૧ એક કહે હરિને હાઉ આવે, ધ્રુજતો જઇ માતાને ધાવે
૨. નેત્ર સરોજ અંજાવતા, દોડી દૂર પ્રભુ જાય (રામ-બાલચરિત
૩. પુચ્છ ગ્રહીને વચ્છનુ ઉભા થાએ આપ
૪. નાહો એ વતરેક. એક કહાન મે ઝાલીઓરે.
મુખ ઉપર કોગળો એક દૂધનો નાખી ચાલીઓરે.
૫ આવી તત્કાળ, સુના બાળ કરીને આળ, રોવરાવી ત્યા નીસરે
સુંદર શ્યામ ઉત્તમ ઠામ, કરતા કામ, લઘુશંકા ત્યા આવી કરે
૬. વિંછુઆ કર આગળી, પદ મુદ્રા ધારેજી,
કંઠે ધરે કટિમેખલા, કટિ સાજે હાર,
અવળી પહેરી કંચુકી, ધરે નયને સિંદુર
પ્રેમાનન્દ-૧ ઓ કરડવા આવ્યા હાઉ, રોતો ટપ રહે
૨ એક નેત્રે ભર્યું કાજળ, એક અમથુ જ રહે.
૩ વછ તણા પુચ્છ સ્હાય, તણાતો હરિ ચાલે
૪. ન્હાવા જાઉં તો આખ મહારીમા કોગળો દૂધનો છાટેજી.
૫ ઉમરે બેશી કરે લઘુશંકા, બાળક ઠાકર મારેજી.
૬ કાજળે કરી સેંથો પુરે, કો નયણે આજે સિંદુરરે,
એક બાહે ચોળી તે પહેરી, માહે અવળો આણ્યો હથ,
કર મુદ્રિકા પગ આગળીએ, વીછુઆ કર અંગુલિ માહેરે

આ ઉપરથી ભાલણની અસર પ્રેમાનન્દમાં છે એ વિષે શંકા નહિ રહે. પ્રેમાનન્દની કેટલીક કીર્તિ તો નાકર, વિષ્ણુદાસ, વિશ્વનાથ જાની, આદિએ લૂંટી લીધી છે, તેમા ભાલણ પણ ભાગ પડાવે છે.

એક જગ્યાએ પ્રેમાનન્દ ભાલણના નામનું સ્મરણ પણ કરે છે·—

" ભાલણ, માધવ, દેવસૂરિ, વળી કણબી તળજો એક
એમણે દેવી મહાત્મ્ય પ્રાકૃત કર્યાં, ધરી અર્થનો ખરો વિવેક. "[1]

પણ એ આખુ પુરાણ પ્રેમાનન્દનું રચેલું હોવા સંબંધી મતભેદ છે,[2] અને બૃ કા. દોહનમા પ્રકટ થયલા પ્રેમાનન્દના ચંડી-ચરિત્રમા ઉપરની કડી નથી, એટલે એ પ્રમાણ જોઇએ તેવું સબળ ગણી શકાય નહિ. પ્રેમાનન્દ પોતાના દશમસ્કંધના રૂકિમ-ણીહરણમા નીચે પ્રમાણે મોઘમ આક્ષેપ કરે છે, એ ભાલણને ઉદ્દેશીને છે, એમ મારૂં માનવું છે·—

'રમ અનુભવી, ચતુર, પંડિત બાધે બંધ જુગતે અપાર,
લલિત પદ ગૌરવ ઘણું, વહેવાણી ગંગાધાર
એવા કવિને ભક્તિ નહિ, જેમ બીજ વહોણું ક્ષેત્ર,
પદબંધ કિવા પ્રીત વહોણું, જેમ પુતળી પાખે નેત્ર.
પંડિત થયા નવ હરિ લહ્યા, પ્રજળી રહ્યા નિજ અહંકાર.
ભકિત વિના અધ્યયન જથા, વહે વૃષભ પુસ્તક ભાર.
કો કહેશે તે ગર્વ કીધો કવિને તિરસ્કાર." ( કડવુ, ૧૪૬ )

૧. પ્રાચીન કાવ્ય માળા—માર્કન્ડેય પુરાણ, પૃ ૮૩૧
૨, બૃ કા. દો. ગ્ર ૮–પ્રસ્તાવના, પૃ ૧૦–૧૧.

ભાલણ કંઇ ભક્તિવિમુખ નહતો, પરન્તુ રામભક્તિ ઉપર આક્ષેપ હોય તો સંભવી શકે છે. આરંભની બે પંક્તિમાં કહેલાં વિશેષણો કાદંબરી રચનાર ભાલણને બરોબર બંધબેસતાં છે તેમ જ 'પ્રજળી રહ્યા નિજ અહંકાર' એ વાક્યથી ભાલણે સત્યભામાના વિવાહને અંતે કરેલી ગર્વોક્તિ ઉપર કટાક્ષ કર્યું હશે, એમ લાગે છે. પરન્તુ, આ કેવળ તર્કદશામા મુકુ છુ; તે માટે પૂર્વપક્ષ કરવા હુ તૈયાર નથી વખતે આ આક્ષેપ એના કોઈ સમકાલીન કવિ ( શામળ ) સંબધી પણ હોય.

દયારામ.

દયારામે નરસિંહ અને પ્રેમાનન્દમાંથી જેટલા ભાવ લીધા છે, તેટલા ભાલણમાથી લીધા હોય એમ જણાતુ નથી. પણ એ ભાવભૂખ્યો સાહિત્યરસિક કવિ-મધુકર ભાલણના દશમસ્કંધ જેવું રસપૂર્ણ કાવ્ય વાચ્યા વિના રહે, એમ તો બને જ નહિ. એની 'સાભળરે તુ સજની' વાળી ગરબી ભાલણના એક પદના ખુલ્લા અનુકરણ રૂપે છે, એમ પાછળ બતાવ્યું છે. ભાલણના ૪૩ મા પદની છાયા એની બાળલીલામા છે,[૧] એ ઉપરાત ઝીણી નજરે જોવામા આવશે તો વેણુગીત, દાણલીલા, માનલીલા, આદિમા પણ કેટલુંક ભાવ–સાદ્દશ્ય જણાશે. રા. કેશવલાલ ધ્રુવે તો લખ્યું હતું કે, એણે ભાલણની દશમલીલાનો પોતાની વાણીમા ઉદ્ધાર કર્યો હતો.[૨]

છેવટે, ઉપરની સરખામણી ઉપરથી એમ સમજવાનુ નથી કે, ગૂજરાતી કવિઓએ એક બીજામાથી બુદ્ધિપૂર્વક ચોરીઓ કરી છે.

૧ દયારામકૃત કાવ્યસગ્રહ–ચોથી આવૃત્તિ, પૃ ૧૬૦–૬૧

૨. બીજી સાહિત્યના પ્રમુખપદનુ વ્યાખ્યાન

પૂર્વકવિઓના ગાઢ પરિશીલનથી એકના ભાવ અને ભાષા બીજામાં ઉતરે એ સ્વાભાવિક છે, અને એ પ્રમાણે દરેક સાહિત્યના ઇતિહાસમાં બન્યું છે. હાલ પણ ભાવ-ભાષાનું જાણ્યે અજાણ્યે સંક્રમણ મોટા વિદ્વાનોના લખાણોમાં પણ કયા જોવામાં નથી આવતું ?

---

# પ્રકરણ ૭ મું.

## કવિતા.

બીજા કવિઓની કવિતા સંબંધી જેટલું વિવેચન થયું છે, તેટલું ભાલણની કવિતા સંબંધી થયું નથી. માત્ર સામાન્ય અભિપ્રાયો અપાયા છે, જેમાથી કેટલાક તેના ગેરલાભમાં જાય એવા છે. એની કવિતા હૃદયના ઉંડાણ વિનાની,[૧] ભાષાતરરૂપ હોવાથી કર્કશ,[૨] સાદી અને ઓછા રસાલકારવાળી ગણવામા આવી છે.[૩] અને તેને તે ગૌણ કવિપદ આપવામા આવ્યું છે.[૪] આ અભિપ્રાયો અપાયા તે વખતે તેનો દશમસ્કંધ અને કાદંબરી છપાયાં ન હતાં, તેથી એ અભિપ્રાયો છેક ખોટા ન હતા; જો કે એનાં રામબાલચરિતનાં પદો અને ઉદ્ધવઆગમન પ્રકટ થયાં હતાં અને કાદંબરી સર્વના જાણવામા હતી એટલું જ નહિ, પણ તે વિષે રા. છગનલાલ હરિલાલ પંડ્યાએ પોતાની કાદંબરીના ભાષાંતરની

૧ પ્રથમ સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખનુ ભાષણ ૨. સાક્ષરમાળામાં ભાલણનું ચરિત્ર ૩ હરિકૃષ્ણ કૃ. ભટ્ટનો લેખ ૪. Milestones in Gujarati Literature

પ્રથમ આવૃત્તિમા ઇ. સ. ૧૮૮૫ ના સારો અભિપ્રાય પ્રકટ કર્યો હતો. એના રામબાલચરિતના પ્રાચીન કાવ્યમાળાના પ્રકાશકે મુકત કંઠે વખાણ કર્યા હતા. સ્વ. હરિલાલ ધ્રુવે અને રા. કેશવલાલ ધ્રુવે કાદંબરી અને દશમસ્કંધની પ્રતો જોઇ હતી, તેથી તેમણે એની પ્રશંસા કરવામા બાકી રાખી ન હતી એની કૃતિઓ સંબંધી પાછળના પ્રકરણો વાચનારને એની ઉત્તમતા સબંધી ખાતરી થઇ હશે. આ પ્રકરણમા એની કવિતાના ગુણદોષ સબધી વિવિધ દૃષ્ટિબિન્દુથી તુલનાત્મક વિવેચન કરીશુ

કવિતાનું વાહન

ભાલણની કવિતાનુ વાહન કેવુ છે? એણે કવિતા બે પદ્ધતિએ રચી છે-કડવારૂપે અને પદરૂપે, અને એને માટે એણે રાગ અને દેશીઓનો ઉપયોગ કર્યો છે. એણે વાપરેલી દેશીઓ એના પછીના કવિઓના કાવ્યોમા જોવામા આવે છે. એ ભાલણના અનુકરણ રૂપે જ છે, એમ કહેવાય નહિ, કારણ કે, ભાલણે એ કઇ નવી યોજી નથી. એના સમય પહેલાની તે હોવી જોઇએ. પણ એના નામોમા લહીઆઓના હાથે બહુ ગોટાળો થવા પામ્યો છે, એથી એમના સ્વરૂપની ચોકસી કરી, બધારણ નક્કી કરવાની જરૂર છે ભાલણના દશમસ્કંધની હાથપ્રતોમા ઘણી ગરબડ થઇ છે. એક જ બધારણ-વાળા રાગને જુદા જુદા નામ અપાયા છે અને જુદા સ્વરૂપવાળી દેશીઓ એક જ નામે જોવામા આવે છે. પ્રેમાનન્દ અને અન્ય કવિઓનાં કાવ્યો સંબંધી પણ તેવુ જ થયું છે એથી ભાલણના રાગ અને દેશીઓના પ્રેમાનન્દના કાવ્યોમા ભિન્ન નામ અપાયલાં જોવામા આવે છે. માટે કોઇ સંગીતજ્ઞ વિદ્વાન ભાલણની કાદંબરી,

...આખ્યાન આદિ કાવ્યોની પ્રાચીન પ્રતો ઉપરથી આપણા સાહિત્યની, દેશીઓના સ્વરૂપ નક્કી કરશે, એમ આશા છે.

ભાલણના મુખ્ય રાગ કે દેશીઓમાં ગોડી, સામેરી, કેદારો, દેશાખ, રામગ્રી, આશાવરી, ધનાશ્રી, મેવાડો, વેરાડી, નટનારાયણ આદિ જોવામા આવે છે. ભાલણે અક્ષરમેળ છંદો વાપર્યા જણાતા નથી, પણ માત્રામેળમા ચોપાઇ, દુહા અને આર્યા કાદમ્બરીમા વાપર્યાં છે. દશમસ્કંધમા ઝુલણાના રાહનુ નરસિંહના પ્રભાતીઆ જેવુ એક પદ છે. ( અ. ૨૪૨ )

ભાલણ કડવાનો આરંભ દેશીની એક કડીના પૂર્વરંગથી કરે છે અને પછી ઢાળ લખે છે એ પદ્ધતિ પ્રાચીન સાહિત્યમા સતત ચાલુ રહી છે. પણ કડવાને અંતે પ્રેમાનંદ ઉથલો કે વલણ લખે છે તે ભાલણના કાવ્યોમા જોવામા નથી આવતો. એના પુત્રોના કાવ્યોમા પણ નથી. નાકરે ઘણી વખત ઉથલાથી કાવ્યની સમાપ્તિ કરી છે. એથી એ પદ્ધતિ નાકરના સમયથી આપણા સાહિત્યમા દાખલ થઇ હશે એમ લાગે છે.

**શૈલી**

કવિતાનું વાહન જોયા પછી શૈલી વિષે વિચાર કરીએ. પ્રેમાનન્દના બીનતકરારી ગ્રંથોમા જેવી એકધારી શૈલી જોવામાં આવે છે, તેવી ભાલણની કૃતિઓમા જોવામાં આવતી નથી. ભાલણે જુદી જુદી શૈલીના સંસ્કૃત ગ્રથો ઉપરથી પોતાના કાવ્યો લખ્યા હોવાથી, તેની શૈલીમા ભેદ પડે છે દશમસ્કંધ અને રામચરિતનાં પદોથી દેશીબદ્ધ કડવાની શૈલી નોખી જ છે. બીજી વખતનું નળાખ્યાન મૂળના લગભગ

અનુવાદ જેવું છે, એટલે એની શૈલી એના પ્રથમના નળાખ્યાન કરતાં જુદી પડે છે. કાદમ્બરીની શૈલી તો સૌથીએ ન્યારી છે આથી એની શૈલીનું સ્વરૂપ કહેવુ સુગમ નથી. કંઇક આવું અટકળી શકીએ,–મિતાક્ષરી, સાદી, ધીરી, લલિત, મૃદુ, પ્રસાદયુક્ત અને અર્થગૌરવવાળી. પરંતુ પ્રતાપ, ઓજસ અને ઝળકાટ વિનાની શબ્દચમત્કૃતિ એમાં ઓછી અને લ્હેકો નહિ. એની શૈલીમાં એના વ્યક્તિત્વની પ્રબળ છાપ જણાતી નથી. જેમ નરસિંહ, પ્રેમાનંદ, શામળ આદિ કવિઓની શૈલીના સ્પષ્ટ વ્યક્તિત્વવાળા સ્વરૂપ ઘડાયા છે અને એમના કાવ્યો એથી ઓળખી કાઢવાં મુશ્કેલ નથી, તેમ ભાલણનાં કાવ્યો કદાચ પરખી શકાય નહિ. તેમ છતા, બહુ ઝીણી નજરે જોનારથી તો ભાલણની કલમે છાની નહિ રહે.

**વિવેચન.**

ભાલણની કવિતાના ગુણદોષ સંબંધી વિવેચન હવે બાકી રહે છે. અલબત્ત ભાલણની કવિતામા ખામીઓ છે જ, પણ એની સાથે ગુણ પણ એવા છે કે, તેને ઉત્તમ કવિઓ સાથે સરખાવી શકાય. એની ખામીઓ અને ખૂબીઓ જાણવા આપણા પ્રાચીન સાહિત્યના શ્રેષ્ઠ કવિઓ સાથે તુલના કરીશુ. એ કવિઓ ત્રણ છેઃ નરસિંહ, પ્રેમાનન્દ અને દયારામ. અખા અને શામળના ગૂજરાતી સાહિત્યમા અન્ય રીતે સ્થાન ઉંચાં છે, પણ તેમની કવિતા એટલી ઉત્તમ પંક્તિની નથી. પદ્યવેદાન્તી તરીકે અખો અને પદ્યવાર્તાકાર તરીકે શામળ આપણા સાહિત્યમા અદ્વિતીય સ્થાન ભોગવે છે, પણ

કવિ તરીકે નહિ. પદ્મનાભનાં કાન્હડદેપ્રબંધ સિવાય બીજાં કાવ્યો મળી આવે તો તેની પણ ઉત્તમ કવિમા ગણના થઇ શકે.

રસ. રસો વૈ સઃ એમ શ્રુતિ પરમાત્માનું રસસ્વરૂપ દર્શાવે છે. એથી જ રસને કવિતાના આત્મારૂપ ગણેલો છે. ભાલણના કાવ્યો રસાત્મક છે, એમાં સંદેહ નથી. (ભાલણે મુખ્ય કરીને શૃંગાર, કરૂણ, વત્સલ, વીર અને હાસ્ય એ રસોથી પોતાનાં કાવ્યો રચેલાં છે. પણ તેના એ બધા રસો સરખી પંક્તિના નથી. પ્રથમના ત્રણ તેણે સારા દીપાવ્યા છે,/ જ્યારે છેલ્લા બે પ્રમાણમાં ઓછા અને ગુણમા ઉતરતા વાપર્યા છે.

વીર. દશમસ્કંધ–ઉત્તરાર્ધમાં અને સપ્તશતીમાં તેણે વીરરસનું દર્શન કરાવ્યું છે. પણ તે એના બીજા રસની સરખામણીમાં અંજલિરૂપ અને એની કલમને જેબ આપે તેવો નથી જુઓ સપ્તશતીમાં:—

" અધર ડશે ને આયુધ ચલવે સૈન્યનો નહિ પાર
બાણ તણી ત્યા વૃષ્ટિ કરે, જાણીએ ધનધાર
નિશુંભે સિંહને શિર કીધો ખડગ પ્રહાર પ્રચંડ
દેવીએ સામુ આયુધ મૂકી તેનો કીધો ખંડ
શૂળ ગ્રહીને દાનવ ધાયો, દેવીએ કર્યો મુષ્ટિપાત.
પાપીએ ગદા સામી મેલી, તે ત્રિશૂળે છેદી માત.
કરશી લઇને શુંભ ચાલ્યો, દેવીએ બાણે ત્રાડયો;
મહા પાપી ત્યા પ્રહાર કરીને ભૂતળ ઉપર પાડયો. " ( કડવું, ૮ )

આ કરતાં દશમમાં આ રસ વધારે ઉચા પ્રકારનો છે. જુઓ રૂક્મિણીહરણ —

' પ્રહાર માલે, રૂધિર ચાલે, નીર ઝાલે શીષને,
ગેધ ભણીઆ, ભૂમિ ઢળીઆ, બાણે બળીઆ ઇશને,
થયા ખોડા, પડ્યા ઘોડા, કર્યા ઓડા હલધરે
ઊંટ નાસે, પ્રહાર ત્રાસે, ગેગ પાગે શી કરે ?
ગર સાથી હણ્યા હાથી, ભરે ભાથા બાણુના
ભીડ ભારી, મદી સારી, પગ પમારી, પ્રાણુના" ( પદ ૩૩૬ )

પણ આવો એક જ જગ્યાએ છે અને તે પણ પ્રેમાનન્દના વીરરસની બરોબરી કરી શકે તેવો નથી. પ્રેમાનન્દના રણયજ્ઞ, અભિમન્યુઆખ્યાન, ઓખાહરણ આદિમા એ રસની જે ગર્જના છે, તેની સરખામણીમા ભાલણનો રસ મુકી શકાય એમ નથી.

હાસ્ય

ભાલણે હાસ્યરસ પણ નહિ જેવો વાપર્યો છે. શિવભીલડી-સંવાદમા અને કયાંક કયાંક કાદંબરીમા એના છાંટા છે. રામવિવાહમા એક સ્થળે જરા વિશેષ છે. રામ અહલ્યાનો ઉધ્ધાર કર્યા પછી સીતાના સ્વયંવરમાં જવાને ગંગાપાર ઉતરવા નાવમાં બેસવા ઇચ્છે છે. તે વખતે નાવિક આ પ્રમાણે કહે છે.—

" નાવિક વળતો બોલીઓ, સાભળો માહારા સ્વામ !
સાથ સહુ કો નાવે બેસો, નહિ બેસારૂ રામ
વાર્તા મે સાભળી છે—ચરણ રેણુથી અપાર,
અહલ્યા તો થઇ સ્ત્રી સહી પાષાણ ફીટી નાર
આજીવિકા માહારી એક છે, જુઓ મન વિવેક.
સ્ત્રી થાતા વાર ન લાગે, કાઇ પાષાણ એક

